વિભાગ છે ત્યારે જાતિઓ ગોત્ર અથવા કુળસંબંધી ( કેનેનીશ ) છે વર્ણ સદ્ધર્મ-મૂલક છે ત્યારે જાતિ કેવળ વંશમૂલક, બહુ તો વર્ગમૂલક છે બધી જાતિઓ એક તત્ત્વથી બની નથી, જાતિમીમાંસા કોઈ ધારવા કરતાં પણ વધારે જટિલ છે

જાતિસંસ્થા પ્રાકૃતિક છે એટલા માટે એને પાપમૂલક ન કહેવાય પણ એ સંસ્થા હાલના જમાનામાં અસ્ત થઈ ગઈ છે એની નિંદા કર્યા વિના એને દફનાવવી જોઈએ જાતિ પ્રાકૃતિક હોવાથી એમાં કેટલીક શક્તિ હતી, અને હજી યે છે પણ આજે તે સંસ્કૃતિ તથા પ્રગતિને પોષક નથી રાષ્ટ્રીયતાની તો એ ઘાતક છે એટલા માટે પણ એને તોડવી જોઈએ

સમાજશાસ્ત્રનો એક વ્યાવહારિક સિદ્ધાંત આપણે હંમેશાં ધ્યાનમાં રાખવો જોઈએ સમાજ સામેના સંગઠનની હંમેશાં એક સ્વાભાવિક મર્યાદા હોય છે એને યુગધર્મ સમજવો જોઈએ યુગધર્મના બતાવેલા સંગઠનથી જો નાનું અથવા સંકુચિત સંગઠન કરવામાં આવે, તો તે સમાજદ્રોહી સિદ્ધ થઈ જાય છે અને જો યુગધર્મની મર્યાદા વટાવીને અધિક વ્યાપક સંગઠન કરવાની કોશિશ કરવામાં આવે તો તે વ્યર્થ જાય છે પરશુરામના દિવસોમાં બ્રાહ્મણ-સંગઠન અને ક્ષત્રિય-સંગઠન કદાચ યોગ્ય હતાં આજ તો કોઈ એવું સંગઠન કરવા જાય તો એથી કંઈ લાભ ન થાય ઊલટું એમ કરવામાં વિરાટ હિંદુસમાજનો દ્રોહ થઈ જશે શિવાજી અથવા પૃથ્વીરાજના સમયમાં કોઈએ બ્રાહ્મણ સંગઠનની વાત નથી કરી પરન્તુ અર્ધા લોકો હિન્દુસંગઠનની જ પાછળ પડ્યા એ દિવસોમાં હિંદુ સંગઠનમાં એક મોટી ખામી રહી અને તે અસ્પૃશ્યતા નિવારણની હરિજનોને અસ્પૃશ્ય સમજીને સમાજબાહ્ય કરવામાં આપણે જે દ્રોહ કર્યો, એની પૂરી સજા આપણે ભોગવવી પડી, અને આજે પણ ભોગવી રહ્યા છીએ જે સમાજ પોતાના કમજોર અંગની ઉપેક્ષા કરે છે, તે શાપિત થઈ જાય છે — એની જીવનસિદ્ધિ નષ્ટ થઈ જાય છે

આજે જો આપણે રાષ્ટ્રસંગઠનને છોડીને કેવળ હિંદુસંગઠન કરવા જઈશું અને હિંદુસંગઠનમાં પણ હરિજનોને ભૂલી જઈશું, તો યુગદ્રોહ થશે આજે તો બધી જાતિઓ, બધા ધર્મો, બધા પ્રાન્તો અને બધા વર્ગોનું એક ભારતવ્યાપી અને વિરાટ સંગઠન આવશ્યક છે એવું આજનો યુગધર્મ પોકારી પોકારીને કહી રહ્યો છે એથી નાનું સંગઠન રાષ્ટ્રદ્રોહી હશે – યુગધર્મ તેને ઉથલાવી પાડશે

જાતિઓ તો આખરે એક વિરાટ સમાજના નાના નાના અંગો છે જાતિ ક્યાંક ક્યાંક વંશમૂલક છે, ક્યાંક ક્યાંક આજીવિકાના ધંધા ઉપર આધાર રાખે છે, એની સાથે ક્યાંક ક્યાંક એમને પ્રાદેશિક તત્ત્વ પણ મળ્યું છે ધાર્મિક મતભેદના તત્ત્વે ક્યાંક ક્યાંક જાતિઓ પેદા કરી છે એ જાતિઓનો નાશ કરવો એ આજનો યુગધર્મ છે એના સંગઠનની વાત થઈ શકે જ નહિ

હવે રહી પ્રશ્નકારે સૂચવેલી ક્ષેત્રસંગઠનની વાત ક્ષેત્રસંગઠન ગ્રામસંગઠન, પ્રાદેશિક સંગઠન આજકાલ બહુ લોકપ્રિય થતાં જાય છે પુરાણા સંગઠનનો દોષ અનુભવસિદ્ધ છે એથી એના તરફ અરુચિ પેદા કરી રાખી છે નવા સંગઠનમાં એક દોષ હોય છે તે એ કે એનો અનુભવ ક્યારે કોઈએ કર્યો હોતો નથી એથી નવી વાતનો પુરસ્કાર સુધારક ભારે જોરથી કરી શકે છે અને પુરાણી વાતોથી કંટાળેલો સમાજ નવી વાતોને તેમની નવીનતાને કારણે પણ અજમાવવા માટે તૈયાર થાય છે

કોઈ પણ સંગઠનની મૂળભૂત પ્રેરણા જ્યારે મલિન થાય છે ત્યારે ભલે તે ગમે તે જાતનું સંગઠન હોય, એમાં ભયાનક દોષ આવી જ જાય છે સંકુચિત સ્વાર્થ, પરસ્પર અવિશ્વાસ, ઈર્ષા, દ્વેષ આદિ સામાજિક દુર્ગુણ જ્યારે સમાજમાં ફેલાતા જાય છે, ત્યારે કોઈ પણ પ્રકારનું સંગઠન શુભપરિણામી નથી બની શકતું ક્ષેત્રસંગઠન હોય કે ભાષાસંગઠન, પણ જ્યારે લોકોનું ચારિત્ર્ય ક્ષીણ થઈ જાય છે, ત્યારે આ બધામાંથી સડો પેદા થાય છે આજે ભારતવર્ષમાં આપણે નથી દેખતા કે કોમીવાદના ઝઘડાઓ કરતાં પ્રાન્તીયતા અને ભાષાના ઝઘડા કોઈ રીતે ઓછા ભૂંડા નથી? જ્યાં જે જોયો ત્યાં આ

સાંકડા દિલના લોકોને વિરોધની દુર્ગંધ આવતી લાગે છે જ્યાં જરા અલગ રિવાજ દેખાયો ત્યાં તેઓ કહેવા લાગે છે કે, આ તો મોટો સંસ્કૃતિભેદ છે અને ફરીથી સ્વત્વરક્ષાની વાત વાયુમંડળમાં ગૂંજવા લાગે છે એ બધી વાતો કઈ સ્થિતિનું લક્ષણ છે? એ વાતો બતાવે છે કે આપણા લોકોમાં પ્રાગૈતિહાસિક જંગલીપણાનો અંશ આજે પણ મોજૂદ છે, અને ધર્મને નામે આપણે એને આજ સુધી સાચવી રાખ્યો છે

ટૂંકી દૃષ્ટિવાળો અને ઉતાવળિયો સુધારક આ રાષ્ટ્રીય દોષનું મૂળ શોધીને એને ઉખેડવાને બદલે ભેદના તત્ત્વોનો નાશ કરવા ચાહે છે તેઓ એ નથી જોતા કે ભેદના બધા તત્ત્વ નષ્ટ કરવા લાયક નથી હોતા અર્થશૂન્ય, કાલગ્રસ્ત અથવા નુકસાનના ભેદોનો તો તરત નાશ કરવો જ જોઈએ, પણ ભેદમાત્રનો નાશ નથી શક્ય કે નથી ઇષ્ટ ભેદથી તો વ્યક્તિગત તેમ જ સામાજિક જીવન સમૃદ્ધ પણ થઈ શકે છે ભેદ હોવા છતાં પણ અભેદને પરિપુષ્ટ કરવો, હૃદયસંગઠન કરવું, એ તો જીવનકલા છે

હવે સવાલ એ થાય છે કે જે કોમી સંગઠન મોજૂદ છે એનું શું કરવું જોઈએ? એને માટે બે રસ્તા છે જે લોકોનો કોમ અને કોમી સંગઠન ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો છે તેમણે તરત એમાંથી પોતાનું રાજીનામું આપી દેવું જોઈએ અને એની તરફ કેવળ અસહયોગની નીતિ રાખવી જોઈએ પ્રતિષ્ઠિત, સંસ્કારી, ચારિત્ર્યશીલ અને સેવાપરાયણ લોકો જ્યારે કોઈ પણ સંગઠનને છોડી દે છે, ત્યારે તે સંગઠન એની મેળે અપ્રતિષ્ઠિત થઈને તૂટી જાય છે અથવા તો ગળી જાય છે કોમી સંગઠનનું પણ એમ જ થશે. પરંતુ એવા સંગઠનમાં વિશ્વાસ રાખવાવાળા પ્રતિષ્ઠિત લોકો પણ છે, અને એની સંખ્યા પણ ઓછી પ્રતિષ્ઠિત નથી એથી કોમ ઉપરથી જેનો વિશ્વાસ ઊઠી ગયો છે તેઓ પોતાના જીવનમાં તો કોમી તત્ત્વનું પાલન ક્યારેય ન કરે અને એમ કરવા છતાં પણ કોમને માનનાર પ્રતિષ્ઠિત લોકોની સાથે સંગઠનસુધારના કામોમાં મદદ આપે

મેં ઉપર કહી દીધું છે કે કોમી તત્ત્વ મૂળથી દોષપૂર્ણ નથી, કોમી સંગઠન સ્વભાવતઃ પાપમૂલક નથી, પરંતુ તે કાળગ્રસ્ત છે અને એમાં અનેક દોષો ઘૂસી ગયા છે એનો એક મુખ્ય દોષ તો એ છે કે કોમનિષ્ઠ લોકો કોમની બહારના સમાજ તરફ પોતાનું જે સ્વાભાવિક કર્તવ્ય છે એને ભૂલી જાય છે જો કોમી સંગઠનમાં ઘૂસીને એને આ કર્તવ્યનો બોધ કરવામાં આવે અને એવા કર્તવ્યનું પાલન પૂર્ણ રૂપે કરવા પ્રેરણા આપવામાં આવે તો તે ઇષ્ટ જ છે

કહેવામાં આવે છે કે કોઈ વાછરડાને પૂરતી લાંબી દોરીથી એક ઝાડ સાથે બાંધીને ચરવાના સ્થાને છોડવામાં આવેલો એણે પોતાની દોરી ઝાડની આજુબાજુ ફરતા એને લપેટીને ઓછી કરી, અને તે એટલે સુધી કે એના ગળામાં ફાંસો આવવા માંડ્યો હવે આ વાછરડાની મુક્તિ બે રીતે થઈ શકે કાં તો દોરી કાપવામાં આવે, કે કાં તો વાછરડાને પહેલાથી ઊલટું ચક્કર લગાવવાની પ્રેરણા આપવામાં આવે, જેથી દોરડું ઢીલું થાય અને તેને ચરવા તથા ફરવાની સગવડ મળે

જ્યાં સ્વાર્થ વધે અને કૃતાર્થનું ગળું દબાવા લાગે ત્યાં સ્વાર્થની દિશા છોડીને પરાર્થ, પરમાર્થ અને બલિદાનનું તત્ત્વ વધારવું જોઈએ અને એ રીતે કોમી તત્ત્વનો ઉદ્ધાર કરી એને વ્યાપક સંગઠન અને વ્યાપક સેવામાં વિસર્જન કરવું જોઈએ

નાના નાના સંગઠન કાર્યશક્તિની મર્યાદાને લઈને કરવામાં આવે છે, સ્વ-પર ભાવ વધારવા માટે નહિ

પ્રકારાંતરે ક્ષેત્રસંગઠનની વાત આપણી સામે મૂકી છે કેટલાક સામ્યવાદી લોકો ક્ષેત્રસંગઠનનો ઘોર વિરોધ કરે છે તેઓ કહે છે કે, 'એક પ્રદેશમાં યા ક્ષેત્રમાં રહેવું' એ કાંઈ એકતાનું અને સંગઠનનું તત્ત્વ નથી એક ગામમાં રહેવાથી બધી જાતના લોકોમાં એકતા પેદા નથી થતી જેના હિતસંબંધ પરસ્પરવિરોધી છે તેઓ એક જ પ્રદેશમાં રહે છે, એથી શું તેઓ એક થઈ શકે છે? પ્રાદેશિક સંગઠન અર્થશૂન્ય છે, એથી વર્ગસંગઠન તરફ ધ્યાન આપવું જોઈએ ' કોમ્યુનાલિસ્ટ (કોમીવાદી) અને કોમ્યુનિસ્ટ (સામ્યવાદી) મા એટલું તો સામ્ય છે જ.

અસલ વાત એ છે કે આપણે વર્ગ, વર્ણ અને વર્ગ આ ત્રણ સામાજિક પ્રશ્નોનો સ્વભાવ સમજી લેવો જોઈએ કઈ વાતોમાં ભાષાસંગઠન કી છે? કેમાં ક્ષેત્રસંગઠન લાભદાયી છે? વર્ણસંગઠન ક્યા સ્વરૂપનું હોવું જોઈએ? વર્ગસંગઠનનો હેતુ શો હોઈ શકે? વંશસંગઠન શા માટે ન કરવું જોઈએ? વગેરે બધી વાતો સારી રીતે સમજી લેવી જોઈએ એ વાતોનું સ્વરૂપ સમજવાથી જ આગળનો રસ્તો સાફ થઈ જશે

જે સંસ્થા માટે હું સેવા કરી રહ્યો છું એનું નામ જ માત્ર કોમી છે એના સભ્યોમાં અને દાતાઓમાં ભિન્ન જાતિના લોકો પણ છે આખા સમાજની જ તેઓ સેવા કરે છે શિક્ષાપ્રચાર અને સાહિત્યસેવાના એના કામમાં એણે કોઈ પણ જાતની સંકુચિતતા નથી રાખી વાડાઓએ પોતાના વાડાનો ફાળો દીધો છે અને તે પોતાને હરવા ફરવાનું સ્થાન વિશાળ કરે છે

જ્યારે મિલના મજૂર લોકો પોતાની મજૂરી વધારવા માટે નહિ પરંતુ ગ્રાહકોને માટે માલ સસ્તો કરાવવા સંગઠન કરે અને હડતાલ પાડે છે ત્યારે આવા સંગઠનનું સ્વરૂપ જ બદલાઈ જાય છે *

માર્ચ, ૧૯૩૯

* હિંદી 'સર્વોદય'માંથી



## સ્વરાજયાત્રા

[પાન ૮૮૮થી ચાલુ]

વખતે તે ત્યાગ કરવામાં, સહન કરવામાં ગાંધીજીના પ્રગળમાં પ્રબળ સૈનિકની હરીફાઈ કરે માત્ર ગાંધીજી એમના ઉપર કોઈ મદાર બાંધી શકશે નહિ એટલું જ છેલ્લે રહ્યો પ્રાગતિક પક્ષ એ વિશે શું કહેવું? શરૂ થયો ત્યારથી માંડીને અત્યાર સુધી મહાસભાની કારોબારી સમિતિ સામે મોરચા માંડવા સિવાય બીજી કોઈ પણ દિશામાં એણે પ્રગતિ કરી હોય એમ લાગતું નથી એનો જ્યારે જન્મ પણ નહોતો થયો અને સાવ બીજ-દશામાં હતો ત્યારથી તેણે બ્રિટિશ સલતનતને છ મહિનાના અલ્ટિમેટમની વાત કરવા માંડી એ અલ્ટિમેટમને આજે છ નહિ પણ બાર મહિના થઈ ગયા અને થોડા વખતમાં અઢાર મહિના પણ થઈ જશે પણ એ અલ્ટિમેટમનો પત્તો સરખો લાગ્યો નથી જોકે આઝાદીની વાતો કરતા ઘણો સમય ગયો ગાંધીજીને અને કારોબારી સમિતિને શરાતન ચડાવવામાં પણ તેમણે કંઈ બાકી રાખી નહિ આખરે બ્રિટિશ સરકારને તો નહિ પણ કારોબારીને તો અલ્ટિમેટમ આપ્યું કે કાં તો તમે લડાઈ શરૂ કરો નેતાગીરી સ્વીકારો, નહિ તો હિંદુસ્તાનની આઝાદીની લડાઈ પ્રાગતિક પક્ષ શરૂ કરશે પણ સુભાષબાબુની દૃષ્ટિએ સવાલ માનસ ધરાવનાર નેતાઓને પાણી ચડ્યું નહિ એમણે તો સુભાષબાબુ જેવા લડવૈયાની સૂચનાને વધાવી લીધી અને કહ્યું કે ઢીલ કરતા ગભરુ શા? પ્રાગતિક પક્ષ જો લડીને હિન્દુસ્તાનને આઝાદી અપાવશે તો સ્વાભાવિક રીતે દેશનું નેતૃત્વ તેમના હાથમાં આવશે સરદારે પણ અનેક વખત કાયરને પણ શૂરાતન ચડે એવી પોતાની વિશિષ્ટ ભાષામાં સુભાષબાબુને લડી લેવા આગ્રહ કરી જોયો પણ સુભાષબાબુએ લડાઈ શરૂ કરી જ નહિ અને એક સારું ઊંડું એ કહેવત ચરિતાર્થ કરી બતાવી છેવટે ગાંધીજીને હરિજનબંધુમાં ત્યાં સુધી લખવું પડ્યું કે 'બંગાળને કે બીજા ગમે તે પ્રાંતો માટે પોતાની પહેલથી અને પોતાને જોખમે સવિનયભંગ કરવાનો માર્ગ ખુલ્લો પડ્યો છે, જો

બંગાળ પ્રાંતિક સમિતિ ( એટલે કે સુભાષબાબુ ) માનતી હોય કે મુસ્લિમ અગ્રવર્ગ કૉંગ્રેસ જોડે છે, જો એ માનતી હોય કે હિંદુ-મુસલમાન બેઉ બ્રિટિશ સરકાર સામે લડત આપવા તૈયાર છે, જો એ માનતી હોય કે અહિંસા કે રેંટિયો એકે ય જરૂરી નથી, અગર તો એમ માનતી હોય કે અહિંસાને રેંટિયા સાથે કશો સંબંધ નથી, અને આ બધું છતા જો એ લડત ઉપાડવામાં પાછી પાની કરશે તો તે પોતાની જાતને અને પોતાના દેશને બેઈમાન ઠરશે "

બંગાળ ગણાતા નેતા તરફથી આવા આકરા શબ્દોમા આહ્વાન મળ્યા પછી સૌ કોઈને લાગે કે હવે પ્રાગતિક પક્ષ સરકાર સમક્ષ જરૂર લડાઈ જાહેર કરશે પણ કોણ જાણે કેમ દેશ તૈયાર હોવા છતા, સુભાષબાબુને પોતાના નેતૃત્વમા, પોતાની સેનામા અને દેશની લડાયક શક્તિમા વિશ્વાસ હોવા છતા, તથા દુશ્મન મુશ્કેલીમા હોવાથી નિર્બળ થયેલો છે, વિજય માટે કેવળ લડાઈ જાહેર કરવાની, અલ્ટિમેટમ આપવાની જ વાર છે એવી ચોક્કસ માન્યતા ધરાવતા છતા લડાઈ ઉપાડતા નથી તેમ જ છેલ્લા ત્રણ ત્રણ વરસથી જે પ્રશ્ને ઉગ્ર સ્વરૂપ પકડયુ છે તે બંગાળના કેદીઓ છોડવવા માટે બ્રિટિશ સરકારના એક અંગ જેવી બંગાળ સરકાર સાથે પણ લડી લેવાની વાત સરખી કરતા નથી એ સમજમા આવતુ નથી પ્રાગતિક પક્ષનુ તત્ત્વજ્ઞાન એટલુ બધુ અટપટુ લાગે છે કે તે સામાન્ય માણસની બુદ્ધિની બહારનો એ વિષય હોય સુભાષબાબુના કહેવા મુજબ રાજકારણમા સીધી સાદી વાતને સ્થાન ન પણ હોય રાજકીય દૂરદેશિતાની કસોટી તેનામા કેટલા પ્રમાણમા અટપટાપણુ છે તે ઉપરથી થતી હોય રાજકીય વિશેષજ્ઞની વિશેષતા જ તેની અટપટાપણુ અને ગૂંચો ઊભી કરવાની શક્તિમા હોય ( બંગાળ પ્રાંતિક સમિતિના ઝઘડામા સુભાષબાબુએ સારો પરિચય આપ્યો છે ) ગમે તેમ હોય પ્રાગતિક પક્ષનુ તત્ત્વજ્ઞાન અટપટુ છે, એ ચોક્કસ સામાન્ય માણસની અને ખાસ કરીને ચુસ્ત મહાસભાવાદીની સમજમા આવી શકે નહિ, અત્યારે તો તેઓ લડાઈમા સંડોવાયેલી પડુ પડુ થઈ રહેલી નબળી સરકારને તોડી પાડી હિંદની આઝાદી હાંસલ કરવા તેમ જ બીજી બાજુ મહાસભાની નબળી નેતાગીરીને ફગાવી દેવા કયુ પ્રાગતિક પગલુ ભરે છે તે જોવા થોભીએ

ફા

## સંસ્થાનિક સ્વરાજ્ય કે પૂર્ણ સ્વતંત્રતા

વાઇસરૉય સાહેબના મુંબઈના છેલ્લા ભાષણ અને તે ઉપરના 'એમા હું માનભરી સમાધાનીના બીજ જોઉ છુ ' એવી મતલબના ગાંધીજીના નિવેદન પછી મહાસભાના ઉદ્દામ તેમ જ વિનીત તમામ મંડળોમા આ પ્રશ્ન પરત્વે ખૂબ ઊહાપોહ થયો છે ટાઇમ્સે પણ ગાંધીજીને આ સુવર્ણ તક વધાવી લેવાનુ અને યુદ્ધને અંતે વહેલામા વહેલી તકે વેસ્ટ મિનિસ્ટર-છાપનુ સંસ્થાનિક સ્વરાજ સ્વીકારી લેવાનો મજબૂત આગ્રહ કર્યો છે આ સામે જવાહરલાલથી માંડીને જયપ્રકાશ નારાયણ સુધીના તમામ ઉદ્દામવાદીઓએ તેમ જ રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુથી માંડીને રાજાજી જેવા ગાંધીવાદીઓએ ચેતવણીના સૂર કાઢ્યા છે અને સંપૂર્ણ સ્વાતંત્ર્યથી જરાકે ઓછુ સ્વીકારવાની ના પાડી છે તેમણે પોતપોતાની રીત મુજબ કારણો દર્શાવ્યા છે

બધા નેતાઓએ સંસ્થાનિક સ્વરાજ્ય શા માટે નહિ સ્વીકારવુ એના જે કારણો આપ્યા છે તેમા સૌથી વધુમા વધુ સચોટ અને તાર્કિક કારણ અમને રાજાજીનુ લાગ્યુ છે એમણે કહ્યુ છે કે વેસ્ટમિનિસ્ટર સ્ટેટ્યુટને અનુસરીને બ્રિટન આજે સંસ્થાનિક સ્વરાજ્ય આપે પણ એ સ્ટેટ્યુટ ફેરવવાની, તેને રદ કરવાની કે તેમા સુધારાવધારા કરવાની છેલ્લી સત્તા તો બ્રિટિશ પાર્લમેન્ટ પાસે છે એટલે હિંદનો સંસ્થાનિક દરજ્જો બ્રિટિશ પાર્લમેન્ટની દયા ઉપર જ નભી શકે આવી પરાધીન સ્થિતિ હિંદ કદી કબૂલ કરે નહિ હિંદ માત્ર એક જ વસ્તુ માગે છે અને તે પોતાનુ રાજકીય બંધારણ ઘડવાની છેલ્લી સત્તા હિંદના પ્રતિનિધિઓના એટલે કે લોકપ્રતિનિધિસભાના હાથમા, એટલે કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય આથી એક તસુ વધારે નહિ તેમ જ ઓછુ નહિ

ગાંધીજીએ વાઇસરૉયની જાહેરાતમા સમાધાનના બીજ જોયા છે તેથી ઘણા ઉદ્દામવાદીઓ અને

ગાધીઓવાદીઓ પણ અકળાયા છે કોઈ કોઈ તો બોલે છે કે ગાધીજી લોર્ડ લિનલીથગોની મીઠી જબાનના બદનામા હિન્દુ સ્વાતંત્ર્ય વેચી મારશે આવી આકરી વાણી લોકો શા માટે ઉચ્ચારે છે તે સમજાતુ નથી, આપણા દેશની આજની સ્થિતિનુ, એટલે કે આપણી લડાયક તૈયારી કેટલી છે તેનુ આપણને જ્ઞાન અને ભાન હોય તો આપણી વાણીમા અવશ્ય સયમ આવી જાય એમ અમે માનીએ છીએ ગાધીજીએ માન ભર્યા સમાધાનના જે બીજ જોયા છે તેનો અમને તો એ અર્થ લાગે છે કે તેઓ બ્રિટિશ મુત્સદીઓના દિલ ઉપર ઠસાવવા માગે છે કે હિન્દના ધ્યેય તરીકે પૂર્ણસ્વરાજનો સ્વીકાર કરો અને હાલને તબક્કે-લડાઈ પૂરી થયા પછી તુરત જ સાસ્થાનિક સ્વરાજ દાખલ કરો અમને નથી લાગતુ કે આમ કરવામા આપણા આદર્શ સાથે આપણે કશી માડવાળ કરતા હોઈએ આપણે પ્રધાનપદનો સ્વીકાર કર્યો તેથી જો દેશ આગળ વધ્યો હોય તો સાસ્થાનિક સ્વરાજથી આગળ વધશે જ એમા શકા ન રહેવી જોઇએ

પરતુ અમને પોતાને શકા છે કે બ્રિટન ગાધીજીની આવી માગણીનો સ્વીકાર કરે અમારી સમજ પ્રમાણે બ્રિટનની તૈયારી અત્યારે આટલી છે લડાઇ ચાલે છે તે દરમિયાન વૉઇસરૉયની કાઉન્સિલમા રાષ્ટ્રીય નેતાઓનો ઉમેરો કરી એમા વધારો કરવો અને લડતને અતે હિન્દી રાજબધારણમા ફેરફાર કરવા માટે, બ્રિટન જેને હિન્દના પ્રતિનિધિ માને તેને એકઠા કરી એક નવી ગોળમેજી પરિષદ્ બોલાવવી અને હિન્દના બધારણીય ધ્યેય તરીકે વેસ્ટમિનિસ્ટરના ધારા પ્રમાણેનુ સાસ્થાનિક સ્વરાજ જાહેર કરવુ 'આથી વધુ કરવા માટે બ્રિટનની તૈયારી જણાતી નથી ત્યારે આપણી બાજુ મહાસભાની બહુમતિ ઓછામા ઓછુ આટલુ માગશે જ' એમ અમે માનીએ છીએ કાયદાની ગોઠવણ એવી થાય કે જેને પરિણામે મધ્યસ્થ સત્તા ઉપર હિન્દના પ્રતિનિધિઓ આવે અને લડતને અતે સાસ્થાનિક સ્વરાજનું બધારણ ઘડવા માટે જે પરિષદ્ કે સમિતિ બોલાવવામાં આવે તે હિંદી પ્રજાનું ચોક્કસ પ્રતિનિધિત્વ ધરાવે છે, તેની ખાતરી માટે એ પરિષદ્ કે સમિતિ કોઈ ને કોઈ પદ્ધતિ દ્વારા ચૂટાયના પ્રતિનિધિઓની જ બનેલી હોય આ સમિતિ કે પરિષદ્ સાસ્થાનિક સ્વરાજના દરજ્જા પ્રમાણે બધારણ ઘડી કાઢે અને હિન્દના આખરી ધ્યેય તરીકે પૂર્ણ સ્વરાજને જાહેર કરે આ પરિષદ્ જે કરે તેને પાર્લામેન્ટ સપૂર્ણ રીતે મજૂરી આપે "

અમારી દૃષ્ટિએ આ તફાવત ઘણો મોટો છે અને તેથી અમને સમાધાનની આશા દેખાતી નથી ગાધીજી આ કરતા ઓછાનો સ્વીકાર કરે એમ અમે માનતા નથી એટલે આજની કટોકટીનુ પરિણામ સમાધાનમા નહિ પણ અપૂર્વ લડાઈમા આવશે એમ અમે ધારીએ છીએ આ લડાઈને અતે, જેમ કોઈ પણ હિંસક કે અહિંસક લડાઈને અતે હોય છે તેમ, સમાધાન આવશે જ પરતુ એ સમાધાન બરાબર આપણી શક્તિ અને લાયકાત પ્રમાણેનુ જ હશે

મો

## સક્ખરનુ રમખાણ

સક્ખરમા શુ બની ગયુ તે હમણા સુધી બહારનુ જગત જાણતુ નહોતુ કલ્પનાથી પણ ન માની શકાય એવા કરપીણ બનાવો ત્યા બન્યા છે તેની આ આકડાઓ સાક્ષી આપે છે

રમખાણ દરમિયાન ૧૪૨ હિંદુઓના ખૂન થયા ૧૦ને જીવતા બાળ્યા અને ૫૮ને ઈજા થઈ, જેમાથી ૯ દવાખાનામા જ મરણ પામ્યા આની સામે ૧૪ મુસલમાનોના ખૂન થયા અને ૧૨ ને ઈજા થઈ

ઘર ૧૬૪ બાળવામા આવ્યા જેમા ઘણા ખરા હિંદુઓના હતા એમા લગભગ દોઢ લાખનું નુકસાન થયુ ૪૬૭ ઘરો લૂટવામા આવ્યા જેમા લગભગ સાત લાખનુ નુકસાન થયુ

અપહરણ થયેલી સ્ત્રીઓમાથી છને પાછી લાવવામા આવી છે ઝપાઝપીમા સાત લૂટારાઓ માર્યા ગયા છે અને ૭૦૦ની ધરપકડ થઈ છે

આ આકડાઓ સાબિત કરે છે કે સિંધની સરકાર કાતો અપગ અને લાચાર છે અને નં તો બેદરકાર કે પક્ષપાતી છે

ખરેખર આટલું ઘણું છે આમાં ગરબા અને રાસડા, હાલરડાં અને લગ્નગીતો, બાળગીતો, ઋતુગીતો અને આખ્યાન, પરપ્રાંતના અને પરદેશના લોકગીતોની છણાવટ ખૂબ વિગતથી થઈ છે પણ આ તો છે કેવળ લોકસાહિત્યનો એક ભાગ–ગીતભાગ એવો જ ભાગ વાર્તા અને કથાઓનો છે શ્રી મેઘાણીને આપણે વિનતિ કરીએ કે એ બીજો ભાગ પણ તેઓ જલદી પ્રગટ કરે કારણ કે આ ભાગથી તો તરસ શમી નથી પણ ઊલટી વધુ જાગી છે આ ભાગનું નામ દેવું છે !–ધરતીનું ધાવણ ! ખરેખર આ ધાવણ છે અને વળી ધરતીનું છે ધાવણથી જ તો બાળકનો દેહ અને આત્મા પોષાય છે અને ધરતીમાંથી તો એ પેદા થયો છે મૃત્યુ વખતે પણ તેને તેનો જ એક આશરો છે લોકગીતો એ ધરતીનું ધાવણ છે તો એ લોકગીતો પાનીને દેશની પ્રજા તૃપ્તિ અર્થે વધુ કંઈક માગે જ અને તે ધરતીમાંથી લોકમાંથી જ પેદા થયેલું હોવું જોઈએ આજે સાહિત્ય તો નિતનવું ઘણું સર્જાય છે પણ તેમાંથી કેટલું લોકસમુદાય સાથે ધરતી સાથે તદાકાર કે પ્રાણને પુષ્ટિ આપે તેવું છે? એટલે જ તો જૂના પાસે જ ફરી ફરીને સ્વાદ લેવા જવું પડે છે અને એ સ્વાદમાં ડોલાવનાર એની મધુર પ્રશસ્તિ સમા વિવેચનોની પ્રતિભા જાગે છે

'બીજા પંડિતજી મળવા અશક્ય માનું છું સંગીત અને શ્રેષ્ઠ નીતિનો મેળ કયાં શોધું ?' આવા પંડિત ખરેજીના સંગીતવિષયક પ્રગટ અપ્રગટ લેખો અને ભાષણોનો અને એમના મૃત્યુ પછી ગાંધીજી વગેરેએ એમને વિષે જે લખ્યું તેનો આ સંગ્રહ છે

આપણે સંગીતમાં આગળ નથી વધ્યા પરંતુ જે ખોયું તેને ફરીથી મેળવવું છે તેવી આશાથી ઉત્તેજિત થઈને આ લેખો લખાયા છે સંગીત વિષેના એમના વિચારો ખરેખર સુંદર છે સંગીત તેમને બહુ પ્રિય હતું છતાં તેમણે સંગીતને જીવનઉદ્ધારના એક માત્ર અંગ તરીકે અથવા સર્વથા અને સર્વદા હિતકર નથી માન્યું એક ઠેકાણે તેઓ આ સારનું લખે છે દુકાળમાં જેમ અત્યંત આવશ્યક વસ્તુઓ લૂખા રોટલાથી ચલાવી લેવાય છે તેમ કેળવણીમાં સંગીત છે સંગીતમાં બધી શુભ ભાવના જાગૃત કરવાની શક્તિ છે જ, સંગીત મારફતે જે ભાવનાનું ઉદ્દીપન થાય છે તેમાં ચારિત્ર્યનું સ્થૈર્ય આવી જ જાય છે, એવો અમે દાવો કરતા નથી પરંતુ ભાવનાની ખીલવણીમાં સંગીતની મદદ અસાધારણ છે'

ભારતના ઐતિહાસિક લેખો અને સંગીતજ્ઞ વ્યક્તિઓ પરનું કથન એ ત્રીજો ખંડ અને ચોથો ખંડ શાસ્ત્ર વિષયક લેખોનો અતીવ ઉપયોગી છે

(૧૧૩) મારું ગામડું—લેખક શ્રી બબલભાઇ મહેતા પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ, પ્રાપ્તિસ્થાન નવજીવન કાર્યાલય અમદાવાદ મૂલ્ય નવ આના

શિક્ષક તરીકે મારો અનુભવ છે કે તોફાનીમા તોફાની બાળકને વધુમા વધુ સરળતાથી કેળવી શકાય છે, એમા જોઇએ કે કલા શ્રી બબલભાઈએ એ રીતે તોફાનીમાં તોફાની ગણાતા માસરા ગામને સરસ રીતે કેળવ્યુ તેની આખી હકીકત વર્ણવતુ આ પુસ્તક ઉપયોગિતાની દૃષ્ટિએ તો ઘણુ કીમતી છે જ, પણ વાચન લેખે પણ બહુ રસપ્રદ છે ચોરી, લૂટ અને અણવડપણા માટે જાણીતા એ ગામના બારૈયા ભાઈઓને જાણે જાદુ કરીને જ વશ કરી લીધા ! એ જાદુ તો ખરુ, પણ જાદુ અભેદભાવ પ્રેમ અને સત્યનિષ્ઠાનુ સવારના ચાર વાગ્યાથી રાત્રિના દશ વાગ્યા સુધી શરીર તોડીને શ્રમ કરે, પોતાનુ ધોવુ, રાધવુ દળવુ, સીવવુ, સાફ કરવુ એ બધુ તો પોતાને હાથે કરવુ જ, ઉપરાત ગામ આખાની સફાઈ કરવી, ગામના ઘરોને અને છોકરાને સાફ કરવા, છોકરાને ભણાવવા, રોગમા ગામની સારવાર કરવી, દુકાળમા ગામને વેરામાથી મુક્તિ અપાવવી, કામ ટાણે ખેતરોમા ગામનુ કામ કરવા જવુ આવા નિયમવાળો ગામસેવક ગામને કહે કે 'આ ત્રણ માટલીઓ છે, એકમા દાળ એકમા ડાગર અને એકમા બાજરો ભરવાનો છે, ગામનુ હુ કામ કરુ છુ માટે ગામે એ ભરી દેવાની છે એ ભરશે તો હુ મારી ખીચડી અને મારો રોટલો કરી ખાઈશ, નહિતર ભૂખ્યો રહીશ ', તો કયુ એવુ ગામ હશે કે એ માટલીને એક દિવસ પણ ખાલી રહેવા દે ? ઘી-દૂધ તો સેવક માગતો ન હોય શ્રી બબલભાઈ આ રીતે ગરીબ માસરામા રહ્યા અને ગામની સેવા કરવા લાગ્યા મુશ્કેલીઓ વણી નડી પણ શરૂઆતમા જે ગામ રહેવાને ભાડે મકાન ન આપે તે પછી મકાન આપે ત્યારે ભાડુ તો ન લે પણ સૌ સાથે મળીને જાતે મજૂરી કરીને સગવડતાવાળુ મકાન મફત બાધી આપે હરિજનોને અડવાના પ્રસગે મારી નાખવા સુધીની વાત થાય ત્યા એ જ દિવસોમા એમની દાણાની માટલી ભરેલી રાખે અને અંતે હરિજન પ્રશ્નને ભૂલી જાય એટલુ જ નહિ પરતુ મહાસભાના અધિવેશનમા સફાઈ વિભાગમા જ્યા મળ મૂત્ર પણ ચૂથવા પડે ત્યા સ્વયસેવક તરીકે જાય, તે બતાવે છે કે સાચી સેવા સામે આવતી મુશ્કેલીઓ ધખતી ધામ ઉપર પડતા પાણીના ટીપા પેઠે અદૃશ્ય થઈ જાય છે

આ બધી રસિક વાત ઉપરાત બબલભાઈએ વિધવિધ ઘણા પ્રસગોનુ બહુ રસિક વર્ણન આપ્યુ છે, જેમાથી ગામને અને એમને પણ શીખવા મળ્યુ ગામની સ્થિતિ દર્શાવતા આકડાઓ, ભૂવા, વહેમો વગેરેમા એમણે જે રીતે સુધારો કરાવ્યો દેખાય છે તે આપણને સેવાનો કાર્યક્રમ અને રીત બતાવનાર છે

પુસ્તકની શરૂઆતમા પૂ રવિશકર મહારાજનો લેખ પણ વાચવા જેવો છે

૧૧૪ ભારતીય રાષ્ટ્રધ્વજ—લેખક ના સુ હાર્ડીકર પ્રાપ્તિસ્થાન મહાદેવ રામચદ્ર જગુષ્ટે, અમદાવાદ મૂલ્ય ત્રણ આના

આપણા રાષ્ટ્રીય ધ્વજનો પણ ઇતિહાસ છે આજે આપણો રાષ્ટ્રધ્વજ જે સ્વરૂપ અને રગમા આપણી સામે છે તે પહેલા ૧૯૦૫મા મેડમ કામા, ૧૯૧૫મા હોમરૂલ ચળવળ ૧૯૨૧મા રાષ્ટ્રીય મહાસભા અને ૧૯૩૧મા રાષ્ટ્રીય મહાસભાની ધ્વજસમિતિ દ્વારા એક જુદા પ્રકારનો, એમ ચાર પાચ ધ્વજો નક્કી થઈ ગયેલા અને જનતામા પ્રચાર પામેલા ધ્વજનો આ ઇતિહાસ તેની ઇજ્જતની સમજ અને તેના વદનની શિસ્ત ડૉ હાર્ડીકરે ૧૯૩૦મા આ પુસ્તિકામા આપેલ ૧૯૩૦મા આ પુસ્તિકા પ્રથમ પ્રગટ થઈ ત્યારે હિદની ઘણી ભાષાઓમા તુરતાતુરત એના અનુવાદો પ્રગટ થયા અને થોડા જ સમયમા તેની હજારો નકલો ખપેલી ત્યાર પછી ૧૯૩૪ સુધી લડતને કારણે અને ત્યાર પછી સજોગવશાત્, માગણી ખૂબ હોવા છતા આની નવી આવૃત્તિ પ્રગટ નહિ થઈ શકેલી આજે એની નવી આવૃત્તિ પ્રગટ થયેલી જોઈને આનદ થાય છે ધ્વજના ચિત્રો વદન વખતે ઊભા રહેવાની અને નમસ્કાર કરવાની રીતનુ ચિત્ર અને બીજા દેશોની ધ્વજરક્ષાની ચિતાના દષ્ટાતો સામુદાયિક ધ્વજ વદનના નકશા સાથે આપવામા આવી છે ધ્વજ પ્રત્યે આપણુ પૂરેપૂરુ માન પ્રગટ થાય તે માટે વદનની તાલીમ અને શિસ્ત તો આપણે જાણી જ લેવી જોઈએ અને તે માટે આ પુસ્તિકા સૌ સ્વદેશાભિમાનીએ વાચી લેવી જોઇએ

સાહિત્ય અને સંસ્કારનું માસિક






વર્ષ દસમું · અંક પહેલો · એપ્રિલ ઓગણીસસો ચાળીસ

· અનુક્રમ ·





સંપાદક મંડળ

મોહનલાલ મહેતા · હરજીવન સોમૈયા
કાન્તિલાલ શાહ · ઈશ્વરલાલ દવે

વાર્ષિક લવાજમ

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| રૂ. પાંચ | રૂ. સાડા પાંચ | રૂ. સાડા છ |

ભારતી સાહિત્ય સંઘ · પો. બો. ૭૩ · અમદાવાદ





વર્ષ દસમું એપ્રિલ ૧૯૪૦ અંક પહેલો

# જીવનની અકિંચનતા

જીવનમાં મહાન પ્રશ્નોના ઉકેલ માટે મથવું એમાં એક પ્રકારનું વીરત્વ છે; મહાન સ્વપ્નોની ભૂમિકાઓ રચવી એમાં વીરત્વ છે; જ્યાં સઘળાંને સ્પષ્ટ પરાજય દેખાય ત્યાં આશા ને શ્રદ્ધા રાખવાં એમાં પણ વીરત્વ છે; પરંતુ એ સઘળાં વીરત્વોની તુલનામાં જીવનના હમેશના નાના પ્રશ્નોને પણ અમુક ભાવનાત્મક દૃષ્ટિકોણથી જોવામા વીરત્વ રહ્યું છે એ ઘણાને ખ્યાલ નથી હોતો એટલે બને છે એવું કે મનુષ્ય ગગન તરફની દૃષ્ટિમાં પૃથ્વી ઉપરનો એનો રસ ખોઈ બેસે છે. સામાન્ય જનસમૂહ આવી વીરત્વભાવનાથી પ્રેરિત બની, નિત્યજીવનના દરરોજના કાર્યક્રમમાં, પોતે જે ગુમાવી રહ્યો છે, તેનો ભાગ્યે જ ખ્યાલ રાખી શકે છે એક મજૂરને નમ્ર શબ્દોથી સબોધી શકાય ત્યાં એને તુંકાર ન કરવામાં પણ વીરત્વ રહ્યું છે કારણ કે છેવટે તો વીરત્વ એ અમુક પ્રકારનું પરિસ્થિતિ ઉપરનું સામર્થ્ય બતાવે છે. પોતાની હમેશની જીવનરીનિમાં આટલો દોષ છે એ શોધી કાઢવું—ને એ જીવનરીતિને ફેરવવા મથવું એમાં વીરત્વ છે. અને માણસ એ આલોચનાને પરિણામે પોતાના વ્યવહારના સ્વરૂપને વધારે શુદ્ધ બનાવે એ કોઈ જેવો તેવો વીરત્વનો પ્રસંગ નથી. બીજા માણસની તાત્કાલિક જરૂરિયાત જોઈને જગ્યા આપવામાં પણ વીરત્વ રહ્યું છે. આપણા સમાજમાં આવા નાના પરાક્રમની પ્રણાલિકા આપણે જોઈ શકતા નથી, એટલે જ મહાન પરાક્રમની ભૂમિકાનું સર્જન શક્ય બનતું નથી કોઈ મ્યુનિસિપલ પ્રેસિડન્ટને, પોતાની સ્પષ્ટ ફરજ નહિ છતાં, કોઈ દિવસ, કોઈ હોટેલમાં ગુપચુપ બેસીને, ત્યાંની વાનગીઓ જોવાનું મન થતું નથી: કારણ કે એમાં કાંઈ સેવા છે કે પરાક્રમ છે એ કોઈ માની શકતું નથી. કોઈ ડોક્ટરને પંચાવન વર્ષે સ્વયં, ધંધામાંથી નિવૃત્ત થઈ પછીનું વાનપ્રસ્થ જીવન, ગરીબ લોકોનાં દુઃખદર્દ જોવામાં કાઢવાનું મન થાતું નથી, કોઈ મ્યુનિસિપાલિટીને 'થિયેટર' બંધાવવાનું સ્વપ્ન આવતું નથી, કારણ કે એની અગત્ય કોઈ જાણતું જ નથી સામાન્યમાં સામાન્ય શહેરી, પણ મોટામાં મોટા શહેરી જેટલી જ, હમેશના જીવનની સગવડતા ભોગવે તો જ એ સમાજ ટકી શકે અને દરેકે દરેક

માણસ પોતાના હક્કનું ભાન ધરાવતા છતાં, એ હક્કનો અનિચ્છક ત્યાગ કરે તો જ સમાજ ચાલી શકે, એવા બે મહત્ત્વના સિદ્ધાંતો પ્રત્યે ઘણા માણસો ઉદાસીનતા ધરાવે છે. એટલે જ્યા, ઓછામાં ઓછા ઘર્ષણથી, ઘણામાં ઘણો સામાજિક લાભ થઇ શકે તેવું હોય છે ત્યાં પણ, માણસ, પોતાના જ રાગમાં પોતે બદ્ધ થઇ જાય છે નાનામાં નાની વાતો અમુક ભાવનાત્મક દૃષ્ટિકોણથી કરવામાં આવે તો તેનાથી એકંદરે માણસને પોતાને તેમ જ સમાજને ઘણો જ ફાયદો થાય, કારણ કે તે વિના મહાન સિદ્ધાંતોનું પોષણ થઈ શકે નહિ મહાન સિદ્ધાંતોને ફળદ્રુપ બનાવવા હોય તો તે માટે "વાતાવરણની જરૂર પડે છે. વાતાવરણ માણસનાં નિત્યનાં નાનાં નાનાં કામોમાંથી રચાય છે આ નાનાં નાનાં કામો—સભા બોલાવવાથી માંડીને ધ્વજવંદન ને સ્કૂલબોર્ડ સુધીનાં સઘળાં —પહેલી વસ્તુ માગે છે પોતાનું વિસર્જન કોઇ માણસ પોતાને કેંદ્રસ્થાને રાખીને કોઇ કામની શરૂઆત કરી શકે જ નહિ માણસે પોતાની જાતને એક એવા ખૂણા ઉપર ગોઠવવી જોઇએ કે જ્યાંથી, એ બધાને ઉપયોગી થઇ શકે, અને છતાં કોઇના આગળ વધવાના માર્ગમાં પોતે આડખીલી રૂપે ન હોય તો જ દેશની સામાન્ય વ્યવસ્થાની અને સામાજિક ઉત્કાન્તિની તાલીમ શકય બને. આજના આપણા માનસમાં આ વાત નિર્બળતા મનાવાનો સંભવ છે, પણ ખરી રીતે કામ કરવાની—પ્રગતિ સાધવાની—કામ કરી બતાવવાની—એ જ રીત છે.

નાનાંમાં નાનાં કાર્યો પણ જે ભાવનાત્મક દૃષ્ટિથી કરે છે તે કાર્યને એટલું મોટું બનાવી શકે છે કે એ નાનું હતું એવો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ રહેતો નથી

કોઇ મોટા સ્વપ્નની ઘેલછામા જીવન ગુમાવવા કરતાં કોઇ નાના કાર્યનો આરંભ વધારે મહાન છે

અને એ આરંભ તો માણસ બજારમા વસ્તુ ખરીદવા જાય, ગાડી ભાડે કરવા જાય, મજૂર કરવા જાય કે બસમાં બેસવા જાય ત્યાથી પણ થઈ શકે છે.

જીવનની અકિંચનતા હણવાનો આ એક જ ઉપાય છે સુંદર રીતે જીવન જીવતાં શીખો: તમારો અવાજ, રહેણીકરણી, વ્યવસ્થા, પ્રણાલિકા, રીતભાત, વાતાવરણ, બોલવાની ઢબ, વ્યવહાર—એ સઘળાંમાં કા ડર હોય છે, કાંતો ભેણ સ્વરૂપ હોય છે અથવા ક્રૂરતા હોય છે—માલિકી રૂપ હોય છે. એ બન્ને રૂપ ખોટાં છે. સાચુ રૂપ શાંત હોય છે—સુંદર હોય છે

આજે આપણા મગજમાં સંસ્કારિતાને બદલે સંસ્કારિતાનો ઘમંડ ઉત્પન્ન થયો છે. એટલે એક એવી મનોદશા ઉત્પન્ન થઈ રહી છે કે માણસને પોતે સંસ્કારી છે એ દર્શાવવા માટે, થોડું હિટલર વિષે, થોડું ખાદી વિષે,

થોડું સ્રીસન્માન વિષે, થોડું રેકર્ડ વિષે, થોડું નૃત્ય વિષે—સઘળા વિષય વિષે થોડું, અને પોતાનો જીવનસ્પર્શી કોઇ વિષય નહિ—એવી થોડી થોડી હકીકતોના સંગ્રહસ્થાન જેવી પરિસ્થિતિ ધારણ કરવી પડે છે. વૈજ્ઞાનિક યુગમાં એ જરૂરી હોય છે કે માણસ છેવટ છેવટની વિચારસરણી વિષેનો પોતે જાણકાર હોય, પરંતુ વિજ્ઞાનનું પણ અંતિમ ધ્યેય તો આત્મજ્ઞાનનું જ રહેતું જોઇએ. એ દૃષ્ટિએ માણસ પોતાની વિચારસરણીમાં ફલિત થતા તાત્વિક પદાર્થોને ઉવેખીને અનેક પ્રકારના વિચારોનું સંગ્રહસ્થાન થતો તેથી એ ભાગ્યે જ આગળ વધી શક્યો કહેવાય એ રીતે તો પ્રાચીન ગ્રીસનો પેલો સોક્રેટિસનો શિષ્ય જ સાચો હતો કે જેણે એમ કહ્યું કે, હજી પહેલો પાઠ જ હું જીવનમાં ઉતારું છું. લોકની નજરમાં આવે કે ન આવે એવા તદ્દન નાનાં નાનાં પોતાનાં દૈનિક કામોમાં, માણસ વીરત્વની ભાવના ખીલવવાનો પ્રયત્ન કરે, તો એક દિવસ એ સાચો વીરપુરુષ બની શકે ખરો.

• ધૂમકેતુ •



' એમ કહેવામાં આવે છે કે, કવિઓ કવિ તરીકે જન્મે છે, ઘડાઇને બનતા નથી આ અર્ધસત્ય છે, અને એટલે જ પૂર્ણ અસત્ય કરતાં વધુ ખતરનાક અસત્ય છે સંપૂર્ણ અસત્ય અર્ધ-સત્ય કરતાં વધારે પ્રામાણિક ગણાય કવિઓ જન્મે છે એની 'ના' તો કોઇ માણસ, થોડી અક્કલવાળો ય નહિ પાડે પણ બધો આધાર તે ક્યાં જન્મ્યો છે, ક્યારે જન્મ્યો, ક્યા સંજોગોમાં અને ક્યા કુટુંબમાં, ક્યા વર્ગમા અને ક્યા સમાજમાં—તેના ઉપર છે. અને એમ કહેવું કે તે ઘડાઈને કવિ બન્યો નથી, એ તો કવિના વિકાસની વાસ્તવિકતાથી સાવ વિરોધી એવું અસત્ય ગણાય. કવિ કંઇ ચમત્કાર નથી, કુદરતનો અકસ્માત નથી; તે કંઇ પહેલાંથી જીવન પરત્વેની આર્ષદૃષ્ટિ લઇ અથવા તો દુનિયા માટે પેગામ લઈ અવતરતો નથી. કદાચ એમ કહેવું સાચું ગણાય કે તે થોકબંધ અનુભવક્ષમતા સાથે, એક વિશેષ પ્રકારની ગ્રહણશક્તિ લઇને, તેની ચોપાસનાં બળોને નાનપણથી પોતામાં શમાવી લેવાની ભરપૂર શક્તિ સહિત, જન્મે છે અને એ અનુભવોનો તે તેના વ્યક્ત કરવાના વાહન—વાણી દ્વારા ઉપયોગ કરે છે. પરંતુ એ હકીકતનો ઇન્કાર નહિ થઇ શકે કે, આપણે કવિને વિષે આરોપીએ છીએ તે બધા આ ગુણો જ કવિને બીજા કરતાં વધારે સુંદર સુયોજિત સતાર તરીક સર્જે છે, જેની ઉપર બનાવો અને વ્યક્તિઓ રમે છે, અને એમાંથી જ કવિનો અને તેના સર્જનનો ઉદ્‌ભવ થાય છે. બીજા માનવી કરતાં કવિ તો, વિશેષ તીવ્ર રીતે આખો સમય ઘડાઇ જ રહેલો હોય છે—માનવજાતના પલટાતા ઇતિહાસને ઘડનારી દૃષ્ટિરહિત આંગળીઓ તને દક્ષતાપૂર્વક તથા નિશ્ચિત રીતે ઘડે છે. '

હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

# 'એકતા'વાદી પણ 'વિવિધતા'પરાયણ

श्री काकासाहेब कालेलकर

સ્વરાજ્યની યાત્રામા જેમ જેમ આપણે આગળ વધીએ છીએ તેમ તેમ આપણી નબળાઈઓ પણ વધારે ને વધારે સ્પષ્ટરૂપે માલૂમ પડવા લાગી છે અને આપણુ રાષ્ટ્રીય સગઠન કેટલુ કમજોર છે તે પણ આપણે દુખ સાથે જોઈ શકીએ છીએ ધર્મભેદ તો આપણી વચ્ચે છે જ તેની સાથે સડી ગયેલા જાતિભેદે જે દુર્ગંધ ફેલાવી છે તેથી તો તમામ રાષ્ટ્રીય જીવન ગદુ થઈ ગયુ છે હવે જાણે એટલુ પૂરતુ નથી તેમ પ્રાન્તીય ઝઘડા શરૂ થઈ ગયા છે અને ભાષાના નામથી નવા નવા કુરુક્ષેત્ર તૈયાર કરવામા આવે છે આપણા દેશની કુદરતી વિદ્વત્તા આપણે પચાવી ન શક્યા વિવિધતામા એકતા જોવી એ ભારતીય સસ્કૃતિનો સર્વોચ્ચ આદર્શ મનાયો છે પણ આ વખતે તો તે નર્યો આદર્શ જ છે વિવિધતાને વધારવાનુ આપણુ ચાતુર્ય અદ્ભુત છે આપણે વિવિધતાને અમર્યાદ રીતે વધારીએ છીએ એક એક અવયવને સપૂર્ણ શરીર માનવા લાગ્યા છીએ એક એક પ્રાન્તને સ્વતત્ર રાષ્ટ્ર બનાવવાની ફિકરમાં છીએ રાષ્ટ્રીય એકતાને મજબૂત કરવાને બદલે એને તોડી નાખવામા જ પૂરી શક્તિ અજમાવી રહ્યા છીએ વિવિધતામા એકતાને જોવાને બદલે એકતાનુ ગળુ દાબી દેવા જ જાણે આપણે વિવિધતાની ઉપાસના કરી રહ્યા છીએ

વિવિધતાને એકદમ દૂર કરીને બધા સસારમા એકરૂપતા (uniformity) સ્થાપવાનો આપણો ઉદ્દેશ ન હોવો જોઈએ. પણ સાથે સાથે જ મેળ વગરની અને અનાવશ્યક વિવિધતાનો નાશ કરવા આપણે હમેશા તૈયાર રહેવુ જોઈએ

આખા દેશમા એક જ સામાન્ય સમય (standard time) ચાલે એ જરૂરી છે દરેક સ્થળે સ્થાનિક સમય ચલાવવાથી રાષ્ટ્રનો વ્યવહાર નકામો જટિલ અને અશક્ય જેવો થઈ જશે તાર વિભાગનુ કામ જ અટકી પડશે રેલવેના સમયનુ કોઈ ઠેકાણુ નહિ રહે એથી આખા દેશને માટે એક કે બે સમય રહે એ જ સારુ છે લોર્ડ કર્ઝને આખા હિન્દુસ્તાનને માટે એક જ સમય શરૂ કરી જે હિંદી એકતા સ્થાપી તે ઘણુ સારુ કામ કર્યું છે મુબઈ અને કલકત્તા શહેરમા જે જુદા જુદા સમય રાખવામા આવે છે તેથી કોઈ લાભ દેખાતો નથી એ તો ફક્ત એક જીદનો જ સતોષ છે આસામમા સ્થાનિક સમય ચલાવીને ત્યાની સરકારે પોતાનુ પછાતપણુ સાબિત કર્યું છે સ્ટાન્ડર્ડ ટાઈમથી અર્ધા કલાકનુ અતર રાખીને એક જ 'કુમરી ટાઈમ' ચલાવવામા આવે તો ઘણી સરળતા થશે સ્ટાન્ડર્ડ ટાઈમના આતરરાષ્ટ્રીય નિયમ પ્રમાણે જો બગાળ પણ સ્ટાન્ડર્ડ ટાઈમથી અર્ધા કલાકનુ અતર રાખીને આસામની માફક આખા બગાળમા એક બગાળ ટાઈમ ચલાવી શકે છે ફક્ત રેલવે અને તાર વિભાગમા બનારસ સ્ટાન્ડર્ડ ટાઈમ ચલાવે તો તે પૂરતુ છે

દરેક જગ્યાએ માપ અને તોલ એક જ પ્રકારનું હોય તો સારુ છે માપ તોલ આખી દુનિયા ઇચ્છે તો એક થઈ શકે છે

જ્યા જ્યા જુદા જુદા રાષ્ટ્ર છે અને એમનો વહેવાર અલગ અલગ રાખવામા દબાયેલી પ્રજાઓની રક્ષા છે ત્યા માપ તોલ જુદા હોવામા લાભ છે એમ કહેવામા આવે છે કેટલેક અશે આ વાત ખરી છે પણ એવી ભિન્નતાની રક્ષા પ્રાથમિક અવસ્થામા જ ઉપયોગી છે હમેશા માટે તો આ વાતમા બધે એકતા રહે એ જ સારુ છે

દરેક પ્રાન્તમા જો રૂપિયા પૈસા જુદા જુદા ચલાવવામા આવે તો દરેક નાગરિકમા જુદા જુદા હિસાબ કરતા હેરાન થઈ જવાય તોપણ આપણા દેશમા અગ્રેજોના આવવા સુધી એક જ સિક્કાનું

ચલણ નહોતું અને શરાફો અને ગણકોના હાથમા ભોળી જનતાને — નિરક્ષર અને નિર્ગુણિત ખેડૂત અને સ્ત્રીઓને — છેતરવાનુ સારુ સાધન હતુ

કાલગણનામા આજ પણ વિક્રમ સવત, શાલિવાહન શક, બગાબ્દ અને સૌર પચાગના ભેદ મટયા નથી પણ ઉત્સાહી લોકો દયાનદ સવત અને શિવાજી સવત પણ ચલાવે છે શિવાજી વિષે પણ જન્મકાલ અને રાજ્યાભિષેકકાળમા ભેદ છે જન્મસાલમા પણ એકતા નથી એકાદશીનો ઉપવાસ કરવામા પણ સ્માર્ત અને ભાગવતનો ભેદ આપણે છોડયો નથી જ્યા સહેજ પણ મતભેદ થયો કે આપણે નવો પથ ચલાવ્યો જ છે !

એવા દેશમા જો અનેક લિપિઓનો પ્રશ્ન ચાલુ રહે તો તેમા આશ્ચર્ય જ શુ છે? આખા યુરોપમા જ્યા અઢાર ભાષાઓને માટે (લગભગ) એક લિપિ છે ત્યા આપણા દેશમા એકલી પાલી ભાષા માટે ઓછામા ઓછી ચાર લિપિઓ છે હિંદીને માટે બે, નાગરી અને ઉર્દૂ તામિલમા પણ બે, મરાઠીમા પણ કાલ સુધી છાપવાની બાળબોધ લિપિ જુદી અને લખવાની મોડી જુદી એવી સ્થિતિ હતી અદ્વૈતવાદી ભારતવર્ષે એકતાનો જેટલો દ્રોહ કર્યો છે અને ભેદની જેટલી ઉપાસના કરી છે એટલી કદાચ બીજા કોઈ દેશે કરી નહિ હોય રાષ્ટ્રીય જીવનમા કાયદાઓનુ એકરૂપ હોવુ પરમ આવશ્યક છે, છતા પણ આપણી સ્મૃતિઓમા જુદા જુદા વર્ણને માટે જુદા જુદા નિયમ છે અને આજે પણ સ્મૃતિઓના અર્થ કરવામા જુદા જુદા ટીકાકારોના જુદા જુદા મતનુ ચલણ દેખાઈ આવે છે

એવી હાલતમા આપણો રાષ્ટ્રીય સ્વભાવ એ રહ્યો છે કે જો કોઈ બળજબરીથી આપણા ઉપર એકતા લાદી દે તો આપણે લાચારીથી તેને સ્વીકારી શકીએ છીએ અને પછી એના અભિમાની થઈએ છીએ બળજબરી સામે માથુ નમાવવુ અને એની પૂજા કરવા માડવી એ ગુલામીનુ એક લક્ષણ છે કોઈ આપણા ઉપર એકતા લાદે તો ભલે, આપણુ ચાલે ત્યા સુધી તો આપણે એથી દૂર જ રહેવાના

આજે આપણે જે એકતા સ્થાપિત કરવા માગીએ છીએ તે સરકારી કાયદાની રૂએ નહિ પણ લોકોની સકલ્પશક્તિ અને જોર પર જ કરવા માગીએ છીએ

આ વાતમા ગુજરાતે એક સ્પૃહણીય ઉદાહરણ દેશ સામે રજૂ કર્યું છે ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી વિષે આજ સુધી કોઈ સર્વસામાન્ય ધોરણ નહોતુ ગાધીજીએ એ સમિતિ નીમી અને ગુજરાતીનો જોડણીકોશ તૈયાર કરાવ્યો, અને આખા ગુજરાતે સરકારી મદદ વિના જ તેનો સ્વીકાર કર્યો આજ ગુજરાતી ભાષાની જોડણી અનાયાસે એક ધારામા વહેવા લાગી છે જે લોકોને આ વાતમા મતભેદ હતો તેમણે ઘણી ઉદારતાથી પોતાનો આગ્રહ તજી દીધો અને પોતાની એકયનિષ્ઠા અને સગઠનનો સકલ્પ સિદ્ધ કરી બતાવ્યો ગુજરાતની આ સ્વદેશ-સેવા આપણા દેશ માટે મામૂલી નથી

જ્યા જરૂર નથી ત્યા પણ એકતા બળજબરીથી લાવવાનો આગ્રહ આપણે નહિ રાખીએ પોશાકમા જો બધા પ્રાન્તોમા એકતા આવી જાય તો કાંઈ ખરાબ વસ્તુ નથી પણ તે ન હોય એથી કોઈ રાષ્ટ્રીય મુશ્કેલી પેદા નથી થતી જેની મરજીમા આવે તે ધોતિયુ પહેરે કે પાયજામા અથવા પાટલૂન પહેરે, ફાવે તે ટોપી પહેરે કે માથા પર પાઘડી બાધી લે અને એટલો પણ ભાર ન લેવો હોય તો માણસ ઉઘાડે માથે પણ ફરી શકે છે

રાષ્ટ્રવ્યવહારની સરળતા માટે ખાનપાનનો સમય બધે સરખો હોય એ બહુ જરૂરી છે પણ એનુ સગઠન કરે કોણ? જુદી જુદી જાતિઓના લોકો જો એકઠા થઈ ને કોઈ ઠરાવ કરી લે તો વાત સહેલ છે પણ જેનો અભિપ્રાય પૂછવા જઈએ તે પોતાની એક જુદી વાત રાખવામા પોતાની પ્રતિષ્ઠા માની બેસે છે અને એમા જ પોતાની સસ્કૃતિની રક્ષા દેખવા બેસે છે એ સ્વભાવને શુ કરવુ? જો હુ મારો જુદો અભિપ્રાય ન રાખુ તો મારી પ્રતિષ્ઠા ક્યા રહી? આપણો સિદ્ધાત છે, 'નાઽસૌમુનિર્યસ્ય મત ન ભિન્નम्।' જો બે ઘડિયાળોનો સમય સરખો હોત તો

નથી તો એ નેતાઓનો અભિપ્રાય સરખો હોય જ થી રીતે' નેતા બનવા માટે પણ પોતાનો જુદો અભિપ્રાય રાખવો પડે છે

દરેક પ્રાન્તની પોતાની એક જુદી ભાષા રહેશે જ, ભલે ને તે ઇષ્ટ હો કે અનિષ્ટ આજ આપણે ત્યા બાર પંદર ભાષાઓ હયાત છે અને તેમાં પોતાનુ સમૃદ્ધ સાહિત્ય પણ છે પ્રાન્તીય ભાષાઓને દૂર કરીને કોઈ એક ભાષા ચલાવવી એ અસભવિત છે આજ એથી લાભ નહિ પણ અનેક ભાષાઓ શીખવી અને એમાથી લાભ ઉઠાવવો એ જ આપણુ રાષ્ટ્રીય કાર્ય છે પણ લિપિ વિષે એ વાત નથી યુરોપની જુદી જુદી અનેક ભાષાઓ માટે જેમ એક રોમન લિપિ છે, તેવી જ રીતે આપણા દેશની બાર પંદર ભાષાઓ માટે એક લિપિ થઈ જાય તો આપણે સૌ એક બીજાની ઘણા નજીક આવી જઈએ આપણી ભાષાઓનુ એકદમ આદાનપ્રદાન શરૂ થશે અને ઘણા જ જોરથી વધશે મહારાષ્ટ્રમાં પ્રચારવૃત્તિ ઘણી છે એટલે રાષ્ટ્રભાષાના પ્રશ્નને મહારાષ્ટ્રે બહુ ઉત્સાહ અને સહેલાઈથી અપનાવ્યો છે આખા દેશમા જ્યારે એકતા માટેના પ્રેમ અને લગની વધી જશે ત્યારે એક લિપિનો સવાલ પણ લોકો સહેલાઈથી સમજી લેશે ત્યાં સુધી લોકમત તૈયાર કરવા આ પ્રશ્નને દેશ સામે પ્રધાનત્વ ને રાખવાનો છે એકતા અને વિવિધતા તરફ આપણી રાષ્ટ્રીય માનસિક પ્રતિક્રિયા કેવા પ્રકારની છે તેનુ થોડુ વિશ્લેષણ આ લેખમા કર્યું છે

હવે સ્ટાન્ડર્ડ ટાઈમ', એક લિપિ જમવાનો સમય રાષ્ટ્રીય રિવાજ વગેરે રાષ્ટ્રીય એકતાના જુદા જુદા પ્રતીકોનો વિચાર યોગ્ય સમયે, યોગ્ય ક્રમે કરતા રહીશુ *

મે ૧૯૦

*હિંદી 'સર્વોદય'માથી



# સ્વ રા જ યા ત્રા

## શ્રી મોહનલાલ મહેતા

યુરોપીય યુદ્ધ શરૂ થયુ ત્યારે સૌને લાગેલુ કે બ્રિટિશ સરકાર અને આપણી વચ્ચે હવે સઘર્ષ શરૂ થશે પરતુ એક બાજુ ગાંધીજીના નિવેદનો અને બીજી બાજુ બ્રિટને પ્રજાતત્રની વાતો કરી સમાધાનના સદેશાઓ ચલાવ્યા તેથી એ સઘર્ષ દૂર ઠેલાતો જ ગયો ગાંધીજીની નામદાર વાઈસરોય સાથેની છેલ્લી મુલાકાત પછી અને લોર્ડ ઝેટલેન્ડે નિવેદન કર્યું તે પછી સમાધાનની વાતો પૂરી થઈ છે અને જે સઘર્ષની ઘણા સમય સહિત્ય પહેલા રાખી હતી તેના ચોઘડિયા વાગવા માંડ્યા છે ગાંધીજીના છેલ્લા નિવેદનો ઉપરથી આપણે સહુ સાફ જોઈ શકીએ છીએ કે હવે એમને બ્રિટનની દાનતમા છાગભાર વિશ્વાસ નથી રહ્યો બીજી બાજુ બ્રિટિશ સરકાર તમામ સ્વાતત્ર્યને રૂંધી નાખતા હિં. સરક્ષણ ધારાનો જે રીતે ઉપયોગ કરવા માડ્યો છે તે તે રીતથી એ પક્ષની લડાયક સ્થિતિ પણ ચોખ્ખી થઈ જાય છે આજના વાતાવરણને જોઈએ તો એમ ચોખ્ખુ દેખાય છે કે બન્ને પક્ષે યુદ્ધના મોરચા ગોઠવાય છે આપણા અગાઉના સત્યાગ્રહસગ્રામ કરતાં આ સગ્રામ અનેક રીતે વધુ ગભીર હશે એવુ પણ જોઈ શકાય છે ગઈ લડતોમા આપણે જોયુ છે કે લડતનો આરભ થયા પછી અથવા તો તે વખતે જ છાવણીઓ સ્થપાતી હતી અને ભરતી થતી હતી. આજે એથી ઊલટુ જ છે આ વખતની લડાઈ આખરી લડાઈ હોય એવા ચિહ્નો માલૂમ પડે છે આ વખતે અત્યારથી જ લડાઈની તારીખ સાવ અનિશ્ચિત છે

[ અનુસંધાન માટે જુઓ પાન ૫૯ ]

# છેલ્લું ફૂલ

શ્રી. ચંદુલાલ એમ. પટેલ.

ત્રડાંગ્…ત્રડાંગ…ભોંપુ…ઢમ્…ઢટ…ત્રડાંગ્! વિવિધ જાતનાં વાજિંત્રોમાંથી નીકળતા સૂરોની મહેફિલ ઊજવતું એ સરઘસ સાવંતવાડીની બજાર સોંસરું નીકળી નાયકિણ ગુણાઈના ઘર આગળ બાંધેલા સમિયાનામાં દાખલ થયું. પ્રભુ મલ્લિકાર્જુનના દેવાલયના ગુરવે પોતાની સાથે આણેલી તલવાર અને દેવનું અવગુંઠનવસ્ત્ર તૈયાર કરેલી ચોકીમાં વરને સ્થાને મૂકી દીધું. તેર વર્ષની શેવંતૂને વધૂનાં વસ્ત્રાલંકારો પહેરાવી તલવારની બાજુમાં બેસાડવામાં આવી. કાને કર્ણફૂલ અને પગે મેંદીનો રંગ, હાથે ઘૂઘરીઓવાળાં હેમકંકણ અને આંખમાં મોતીના સુરમાનું અંજન, કાળા કેશકલાપમાં ગૂંથેલી ગરદન પર પાછળ ઢળી પડેલી, સુગંધભર્યાં જૂઈ-પુષ્પોની વેણી, અને ગળાને વીંટળાઈને છાતી પર આગળ ઝૂલી રહેલી ઝીણાં મોતીની માળા, ભરી ભરી વનરાજિ વચ્ચે શાંત શરમાળ અને સ્નિગ્ધ નદીના જેવી શેવંતૂ મંડપમાં લાગતી હતી, અને નદીને ઉપરવાસે નાની ટેકરી ઉપર આછી ઝાડી, બીજનો ચંદ્ર ખીલ્યો હોય તેમ શેવંતૂના ભાલપ્રદેશ પર વસ્ત્રાભૂષણોની ઝાકઝમાળમાં બીજરેખા જેવી એક ટીલી શોભતી હતી. અને જાણે એમ પરોવાઈને લટકતો હોય તેમ ફળિયા જેવડા પરિઘવાળી એક ગોળ નથની એના નાકને શોભાવતી હતી.

શરણાઈના સૂર બજ્યા, નગારે દાંડી પડી, અગ્નિ પ્રગટાવવામાં આવ્યો અને મંદિરના પડછંદ-દેહી ગુરવના ગળામાંથી ઘૂંટાઈ ઘૂંટાઈને સંસ્કૃત શ્લોકો બહાર પડવા લાગ્યા.

વહુની મા ગુણાઈ આમંત્રિત સ્ત્રીપુરુષો પાસે વારાફરતી દોડી જતી, એમને કંઈક કહેતી અને યજમાનધર્મની ફરજ બજાવતી હતી. સારંગીવાળો ઉસ્તાદ અજમલખાં 'માશાલ્લાહ, કત્લ કર દિયા, ઉસ્તાદ!' એમ અવારનવાર બોલતો તબલચી મકબુલ સાથે હરીફાઈમાં આગળ દમ ભર્યે જતો હતો.

અને આ બધાથી છેટે બેઠો બેઠો વાતાવરણના સૂરમાં પોતાની સુંદરીના સૂર ધીરે ધીરે મિલાવતો લાડુ બેઠો હતો. રોજ તો એની સુંદરી બજતી ત્યારે લોકો એ જ સાંભળતા. આજે કોઈનું એની તરફ ધ્યાન નહોતું. એનું પણ કોઈની તરફ ધ્યાન હશે કે કેમ એ શંકાસ્પદ છે. ઈશ્વરે એની વાણીને મૌન બનાવીને એને અંતર્મુખ કરી નાખ્યો હતો—લાડૂ મૂંગો હતો.

આ બધા શોરબકોરની વચ્ચે 'પુણ્યાહવાચન'ની વિધિ પતી ગઈ. સાથે સાથે આટોપી લેવામાં આવ્યો નૂપુર અને પેશવાજના ધગણનો [ વિ]ધિ પણ. આ રીતે 'કલાવન્ત' જાતિની સ્ત્રીઓના સંપૂર્ણ અધિકારોની શેવંતૂને ભેટ મળી નાયકણની પુત્રીને નયકણ બનવાનો પરવાનો સાવંતવાડીના સદ્‌ગૃહસ્થોની હાજરી વચ્ચે મળ્યો.

જ્યારે ભોજનનો કાર્યક્રમ આરંભાયો અને 'વહુ'ની મા જમતાં મહેમાનોની આગતાસ્વાગતામાં ગૂંથઈ ત્યારે લાડૂ હળવેથી ઊઠી કંપાઉન્ડની નીચે દીવાલ ઠેકીને શેવંતૂના ઓરડાની પછીતે આવી ઊભો. એની આંખો ભીની થઈ ગઈ હતી. શેવંતૂ એની બાલપણની મિત્ર હતી આજે એને કોઈએ સંભાર્યો પણ નહોતો અને હવે તો શેવંતૂએ ગંભીર દુનિયાદારીની દીક્ષા લીધી.

એણે સહેજે ઊંચું બારી તરફ જોયું. એના વાંકડિયા વાળ ચમ્મરની પેઠે પાછળ ઝૂલી પડ્યા. એણે એક હાથ ઊંચો કર્યો. કોણી આગળથી વળેલો કાંડાથી ખભા સુધીનો આખો હાથ સ્નાયુબદ્ધ અને સુંદર લાગતો હતો. આંગળાં હોઠ આગળ લાવી એણે ધીરો ટહુકો કર્યો: અં…અં…!

જગનમાંથી આવતી ગની પશુઓની લારી સાભળતો ઠંડી હવામા આખી રાત પડ્યો રહ્યો

એણે શેવતૂના ઘર આગળ દિવસો સુધી આંટા માર્યા પણ એક વાર પણ શેવતૂ દેખાઈ નહિ ઘર-માંથી આવતા સગીત અને નૂપુરના સ્વરોને એ બહાર ઊભો ક્યાંય સુધી સાભળતો રહેતો એ મનમા કહેતો 'શેવતૂએ હવે ધધો શરૂ કર્યો હવે તો એ નાચતા શીખતી હશે ગાતા શીખતી હશે, પુરુષોને ભોળાવતા શીખતી હતી, એ હવે મને ન મળે!' નિરાશ થઈને ગજવામા હાથ નાખી અદૃના ફૂલને કઈક વિચારમા પંપાળતો ત્યાંથી ફરી પાછો વળી જતો

શેવતૂ એક વર્ષ સુધી મૃદગ અને તબલાના તાન સાથે પોતાના નૂપુરના તાનને મેળવતી રહી ઉસ્તાદો અને ગુણાઈની દેખરેખ નીચે અદ્ભુત, કરુણ અને બીભત્સ ઇત્યાદિ રસો સમજવામા નૃત્યમા એનો આવિર્ભાવ કરવામા, સૂરોની જમાવટ, તાનના ઠેકા અભિનયનુ લાસ્ય અગોનુ ચાપલ્ય એ બધુ હસ્તગત કરવામા એનો સમય પાણીના પૂરની પેઠે ચાલ્યો જવા લાગ્યો પતાકહસ્ત અને અર્ધચંદ્રના અભિનયોમા ગૂચવાયેલી કપોત હસ પદ્મ શખ વગેરે નૃત્યભાગની દમાયેની શેવતૂ લાડૂની સુરીના સૂરને સાભળી શકી નહિ અને જ્યારે થાકેલી હોય ત્યારે મા અને દાસીઓ એની ખુશામતમા અને એના મનરજનમા એવી લાગી જાય કે એને પોતાની જાત સિવાય કશુ જ સાભરતુ નહિ એને એ જુદી જ દુનિયાની લહેરોમા હીચતી લાગતી

ગુણાઈ એ જોઈને મનકાતી એના મનોરથ પાર પડતા હતા એનુ સ્વપ્નુ હતુ કે એક દિવસ મુબઈમા સૌ એની પુત્રીને પગે પડતુ આવે, ઝાઝર, કુડળ મેખલા નથના, બાજુબધ, વીંટીઓ, કકણો અનકસરો અને માળાઓથી શેવતૂને શણગારીને એ પોતાની સામે બેસાડતી મારી શેવતૂ ગણી જેવી જ લાગે છે ' એણે એક દિવસ શેવતૂને કહ્યુ, 'શેવતૂ, હવે તો મુબઈમા તારી બરોબરી કરે એવી કોઈ નહિ હોય, આપણે આવતી વિજયાદશમી ઉપર તો મુબઈ હશુ પછી જોજે મુબઈના પૈસાનો તો તારા પગ આગળ દરિયો ઊછળશે "

"મુબઈ ?" શેવતૂ બોલી ઊઠી

"મુબઈ!' ગુણાઇના દૂર થયા પછી શેવતૂ વિચારે ચડી એના કાન પર અચાનક લાડૂની સુદરીના સૂરો આવ્યા, ચમકીને એ ઊભી થઈ છાનીમાની બારી આગળ દોડી ગઈ બહાર જોયુ લાડૂ દેખાયો નહિ

હુ તે દિવસે એને વચન આપ્યા પ્રમાણે કામાક્ષીના મદિરમા કેમ ન ગઈ ?" લાડૂની મૌન મીઠી મૂર્તિ એની આખો સામે આવી લાડૂની સાથેની ધીમી ધીમી વાતો એને યાદ આવી ગજવામાથી હળવેથી બહાર આવતુ ફૂલ એને દેખાયુ

ગુણાઈ કહેતી હતી કે વિજયાદશમી પછી મુબઈ જવાનુ છે મા મુબઈ લઈ જ જશે એની સામે પોતાનાથી કઈ જ નહિ બોલી શકાય એ પહેલા એક વાર લાડૂ મળી જાય—! લાડૂને મળવાની શેવતૂને તીવ્ર ઇચ્છા થઈ આવી

બીજે દિવસે બપોરે ગુણાઈ ઊધી ગઈ હતી કોઈ હતુ નહિ શેવતૂ સાદા કપડા પહેરી બહાર નીકળી ગઈ સીધી કામાક્ષીના મદિરના પાછળના ઓટલા પાસે આવી એની ધારણા સાચી પડી લાડૂ લાબા પગ કરી ભીતને અઢેલીને બેઠો હતો મેદાનમા સુદરી શાત પડી હતી શેવતૂએ હળવેથી અવાજ કર્યો : ' લાડૂ!"

લાડૂ ઝબકીને જાગી ગયો શેવતૂને જોતા એ ઓટલા પરથી નીચે ઊતરી આવ્યો, ' અ.. અ!'

શેવતૂ દોડીને એની પાસે આવી, એનો હાથ ઝાલી ઓટલા પર બેસી ગઈ

"લાડૂ, ગુણાઈ આવવા નહોતી દેતી "

જાણે એ માનતો ન હોય તેમ લાડૂએ ડોકુ ધુણાવ્યુ "હવે તારી પાસે ખૂબ પૈસા આવ્યા હવે તું મારી પાસે શાને આવે? 'અ અ'" એ જ

શબ્દોમાં એણે મૌનની ભાષામાં કહ્યું. શેવતૂ એનો પ્રતિકાર ન કરતાં નીચું જોઈ રહી.

"ગુણાબાઈ હવે મને મુંબઈ લઈ જવાની!" શેવતૂ બોલી.

"આ!" લાડૂ આશ્ચર્ય અને દુઃખથી બોલ્યો.

"બંને એકમેક સામે ક્યાંય સુધી જોઈ રહ્યાં. શેવતૂને સમજાયું નહિ કે આગળ શું બોલવું? લાડૂ શું કહેતો હતો એ તો એ સમજતી હતી. લાડૂ કહેતો હતો, 'ગુણાબાઈને ના કહી દે. ભાગી આવ, આપણે બંને ક્યાંક નાસી જઈશું. સાથે રહીશું, મઝા કરશું.'

'પકડાઈ જાઉં તો ગુણાબાઈ મારી નાખે.' શેવતૂના મનમાં જવાબ હતો. પણ એને એ જવાબમાં વિશ્વાસ નહોતો. એટલે એ મોઢેથી બોલતી નહોતી. એ નિરુત્તર જ રહી.

કેટલીક વાર પછી શેવતૂ બોલી, "હવે એક વાર તારી સુંદરી સંભળાવ ને!"

લાડૂએ સુંદરી વગાડી. પણ વગાડવામાં એને મઝા ન આવી. શેવતૂએ કહ્યું, 'હું મુંબઈ જાઉં છું એ તને ગમતું નથી, લાડૂ.'"

લાડૂ નીચું જોઈ રહ્યો.

સાંજ પડવા આવી હતી. ગુણાબાઈ જાગશે અને પોતાને નહિ જુએ તો ધમાલ કરી મૂકશે એ બીકે શેવતૂ ઊઠી. 'મુંબઈ જતાં પહેલાં એક વાર મળીશ."

શેવતૂ ચાલી. લાડૂ એની પાછળ ચાલ્યો. થોડે સુધી એ સાથે ચાલ્યો.

"હવે હું જઈશ." લાડૂએ પકડેલો પોતાનો હાથ સરકાવવાનો પ્રયત્ન કરતી શેવતૂ બોલી. પણ લાડૂ હાથને છોડવા માગતો નહોતો.

"ફરી મળશું." શેવતૂ બોલી અને એણે હાથને છોડાવ્યો. લાડૂએ ફરી પકડી લીધો. "આ—!"

"કેમ, કંઈ કહેવું છે?" શેવતૂ બોલી. અચાનક એની નજર લાડૂના બીજા હાથ તરફ ગઈ. એ હાથ ક્યારનો યે ગજવામાં રમી રહ્યો હતો.

"ઓહ, હું તો ભૂલી જ ગઈ, ફૂલ! લાવ, લાવ, ઘણે વખતે આપે છે. ખૂબ ગમશે. આ આપણું છેલ્લું ફૂલ? ના ના, હજી તો આપણે મળવાનાં છીએ." શેવતૂ બોલી.

હળવેથી ગજવામાંથી હાથ કાઢી લાડૂએ ગુલાબનું ફૂલ શેવતૂના હાથમાં મૂક્યું.

"લુચ્ચો!" શેવતૂએ ટપલી મારતાં કહ્યું અને પછી ઝડપથી ચાલવા માંડ્યું. લાડૂ એની પાછળ જોઈ રહ્યો.

શેવતૂએ મુંબઈ જતાં પહેલાં લાડૂને ફરી મળી લેવાની ખૂબ ઇચ્છા કરી હતી. લાડૂ પણ એના મકાન આગળ એ ઇચ્છાથી ફર્યા કરતો. પણ બંને ન મળી શક્યાં, ગુણાબાઈનો પહેરો બહુ મજબૂત હતો.

શેવતૂ રાણી બનીને મુંબઈ આવી. રાણી બન્યા પછી થોડા દિવસ તો એને લાડૂનું ફૂલ યાદ આવ્યા કર્યું. એના મનમાં ખૂંચતું હતું કે વચન આપ્યા છતાં તે એને આમ બીજી વાર મળી ન શકી! અને આ છેલ્લી વાર તો એણે કેટલા વિશ્વાસથી કહ્યું હતું, 'આ છેલ્લું ફૂલ નથી, હો લાડૂ!' અને એ છેલ્લું જ ફૂલ બની ગયું!

એક દિવસ, મહિનો, વરસ. રાણીની આસપાસ ગુણાબાઈ મઘમઘતું વાતાવરણ રચતી ગઈ અને રાણી એ વાતાવરણની મધમાખ બની ગઈ. નિતનવા રંગરંગીલા અને છેલછબીલાઓ એના બારણે આવતા. દરેકને એ સામે જતી, આવનારના બે હાથ પોતાના હાથમાં પકડી લઈ ઝુલાવતી એને અંદર બેસાડી જતી. મિજલસોમાં નાચતાં ચક્કર લઈ છેલ્લો ઠૂમકો લેતાં એ કોઈ રસિયા પાસે બેસીને એની હડપચી પોતાની કોમળ આંગળીથી ઊંચી કરતી ત્યારે ગુણાબાઈ ખૂણામાં બેઠી મલકી જતી.

તરેહતરેહની સજાવટ કરીને બેઠેલી વેશ્યાઓ વચ્ચેથી એ મલપાટ સાથે ગુણાબાઈ જ્યારે પસાર થતી ત્યારે સૌ ઈર્ષાથી બળી જતી. 'હસી લે, આજે રાણીને બારણે મુંબઈ લોક જમાવે છે, આજે તું નહિ હસે તો ક્યારે હસશે!'

શેવંતૂને પણ એ મલકાટનો જ પ્રકાશ સર્વત્ર દેખાતો હતો. એ પ્રકાશમાં નહાતી એ સુવાળી તળાઈ ઓમાં ખૂતી જઈને આહ્‌લાદતી. એ પોતે એ આહ્લાદમાં ખોવાઈ ગઈ હતી ત્યાં લાડૂ તો શેનો શોધ્યો જડે ? નવા રંગો, નવી વાંછના અને નવા સૂરોના ઘેઘૂર ઘેનમાં એ મસ્ત હતી ! ત્યારે પેલો મૂંગો ? છટ્ !

પણ લાડુને તો શેવંતૂ સિવાય શું હતું ? એની સુંદરી પણ એના ગજવામાં ચુપ પડી રહેતી. એની મા એના પર ગુસ્સે થઈ. " મૂઆને જીભ તો છે નહિ અને સપનાં જુએ છે અપ્સરાનાં ! એ કરતાં જીભ ઠેકાણે રાખીને મિજલસમાં સુંદરી સરખી રીતે વગાડીશ તો બે પૈસા પેદા થશે ને પેટ ભરાશે. " પણ લાડૂના સાંભળવામાં એ ન આવ્યું મા વધુ ગુસ્સે થઈ, એક વાર માર્યો, લાડૂ ભાગી ગયો.

ભાગીને લાડૂ મુંબઈ જ આવ્યો. ' શેવંતૂને શોધવી. પણ ક્યાં શોધવી ? કેટલી બધી વેશ્યાઓ ! જીભ વિના પૂછવું કોને કે શેવંતૂ ક્યાં રહે છે ? લખતાં યે આવડતું નહેતું. વેશ્યાઓના લત્તામાં હળવે સૂરે એ સુંદરી વગાડતો ચાલ્યો.

ત્રણ દિવસનો ભૂખ્યો હતો. થાકીને એક ઓટલા પર બેસી ગયો. સુંદરી તો મોઢામાં જ પડી હતી. ધીમે ધીમે સૂરો નીકળતા હતા. એની આંખો બંધ થઈ ગઈ હતી. સામે, બાજુએ, ઉપર–બધે વેશ્યાઓનાં ઘર હતાં કંઈક લોકો આવતા જતા હતા. કોઈ ઉતાવળે, કોઈ ધીમે, કોઈ લપાતા છુપાતા, કોઈ બેપરવાઈથી. એની સુંદરીએ આવતા જતાઓને ખેંચવા માંડ્યા. કોઈ એની ચાળમાં પૈસા નાખતા હતા. પૈસાના અવાજથી લાડૂએ આંખો ખોલી. ટોળું જોઈ એ ગભરાયો. ખોળામાં પૈસા જોઈ ચમક્યો.

" બજાઓ, બજાઓ, " બે ચાર જણાએ કહ્યું.

લાડૂએ માથું ધુણાવ્યું ઊભો થઈ ગયો. પૈસા નીચે પડી ગયા. અચાનક કંઈ યાદ આવ્યું. પૈસા એકઠા કરીને ગજવામાં નાખ્યા અને ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં એના મનમાં થયું, " ખાધા વિના તો ચાલશે નહિ, આમ પૈસા મળતા હોય તો શું વાંધો છે ? "

એને ખાવામાં તો વાંધો નહોતો આવતો, ખાઈ ને જ શું કરવું ? શેવંતૂ મળતી નથી તેનું શું ?

એક દિવસ એ સુંદરી બજાવતો એક મકાન આગળથી ચાલ્યો જતો હતો ત્યાં મકાનની અંદરથી એણે સૂરો આવતા સાંભળ્યા :

રીમઝીમ રીમઝીમ બરસત બદલી
છાઈ ઘટા ઘનઘોર
પ્યાસકી આગ મિટી પપિહા કી
મિટ ગયા પિયુ કા શોર

એ ઊભો રહી ગયો. એ મકાન તરફ વળ્યો. દરવાજે ચોકીદાર ઊભો હતો. લાડૂએ ઇશારાથી એને વીનવ્યો, " જવા દે ! " ચોકીદાર ગુસ્સે થયો, " ચલ, મૂંગાને પણ કંઈ શોખ થાય છે ! "

શેવંતૂનું જ એ ગળુ ! હજી પણ સૂર આવે છે:

પ્યાસ બની રહી, શાંત હુઆ નહીં
મન કા પપિહરા મોર
દિલ કી ધરતી, રહ ગઈ તપતી
પાઉં કહાં મૈં ઠોર !

પણ ચોકીદાર પીગળતો નથી તેનું શું ? ક્યાંય સુધી લાડૂ બહાર ઊભો રહ્યો. અંદર શાંતિ છવાઈ ગઈ. પાછલે બારણેથી બધાં ચાલ્યાં ગયાં. નિરાશ થઈ લાડૂ ચાલ્યો ગયો.

બીજે દિવસે એ જ નિરાશામાં એ એક ફૂલવાળાની દુકાને ઊભો હતો. એક મોટું સરસ ગુલાબ એણે ખરીદીને હળવેથી ગજવામાં મૂક્યું. પણ એને આશા નહોતી કે એ ફૂલનું સન્માન થશે.

એ ઊભો હતો ત્યાં એક માણસ ઉતાવળે ઉતાવળે ત્યાં આવ્યો. અગાઉથી તૈયાર કરાવેલો ફૂલનો કરંડિયો એણે બહાર કઢાવ્યો. લાડૂ પાસે ઊભો હતો તેને બોલાવ્યો, " એ ય, ઉઠાવ, મજૂરી મળશે. "

લાડૂએ કશો વિચાર કર્યા વિના ટોપલો ઉઠાવી લીધો.

"ગઈકાલવાળા મકાન આગળ જ તેઓ આવ્યા મકાનની અંદર મોટી મિજલસની ગોઠવણ હતી મેટી જાજમ ઉપર મોટા તકિયાઓ ગોઠવેલા હતા શ્રોતાઓની ઠઠ જામી હતી હજી કેટલા ય નવા આવ્યે જતા હતા લાડૂ છાનોમાનો એક થાંભલાની પાછળ બેસી ગયો

અચાનક સૌના કાન ચમકાવતો અવાજ આવ્યો 'છુમછુમ!'

"રાણી — રાણી! વાહ રાણી!" સૌએ તાળી ઓના ગડગડાટથી અવાજને વધાવી લીધો

"રાણી? નહિ આ શેવતૂ જ છે' લાડૂ મનમાં બોલી ઊઠ્યો એનો હાથ ગજવામાં ગયો, ઉત્સાહથી એ અર્ધો બેઠો થઈ ગયો, પણ આ સમૃદ્ધ અને શેવતૂનો આ ઠાઠ! એ પાછો નીચે બેસી ગયો એ શેવતૂની સામે જ જોઈ રહ્યો એના રૂપ-રંગ, છટા અને ઠાઠમાઠ સાવ જ બદલી ગયા હતા, પહેલાંની શરમાળતા તો એનામાં જરા ય નહોતી

એ તો વિચાર કરતો હતો પણ બીજા સૌ રાણીના નૃત્ય ઉપર ડોલતા હતા અચાનક તાળી-ઓનો ગડગડાટ થયો અને એ જાગ્યો નૃત્ય પૂરું થયું હતું અને શેવતૂ સૌને થાપ આપી અંદર દોડી ગઈ હતી

લાડૂએ એને દોડી જતી જોઈ અને એનાથી ન રહેવાયું એ એકદમ ઊઠ્યો અને એની પાછળ જ દોડ્યો કોઈની પરવા કર્યા વિના દોડીને એ શેવતૂની સામે આવી ઊભો શેવતૂ એને જોઈને ચમકી "તું?"

લાડૂએ ગજવામાંથી ફૂલ કાઢ્યું શેવતૂએ ફૂલ લઈને મસળીને નીચે ફેંકી દીધું 'ભાગી જા, નહિતર મા મારી નાખશે હું જ તને કહું છું કે ભાગી જા, તું એક ગામડિયો, એક મૂંગો —!'

શેવતૂ બોલ્યે જ રાખતી હતી લાડૂ પીઠ ફેરવીને ચાલતો થયો અચાનક શેવતૂએ એની શિથિલ ચાલને જોઈ એના શબ્દો એના મોમાં રહી ગયા એ એક ડગલું આગળ ચાલી પણ પછી તરત અટકી ગઈ એણે એને જવા દીધો

એના ચાલ્યા ગયા પછી એ જગા આગળ આવી ઊભી લાડૂ લોકોની પાછળથી સરકતો ચાલતો હતો ત્યાં અચાનક એને એક જણાએ બૂમ મારી એ હતો લાડૂને માથે ફૂલનો ટોપલો ચડાવી લાવનાર 'અરે, તને મજૂરી આપતાં ભૂલી જવાયું તું એટલા ખાતર અહીંથી ગયો નથી? લે આ મજૂરી"

પેલાએ સામે આવી પૈસા આપ્યા એટલે લાડૂએ એ ગજવામાં નાખ્યા

મજૂરી આપનાર પાછળ ફર્યો એટલે શેવતૂએ એને ઇશારાથી પાસે બોલાવ્યો "એ મજૂરને મેં સુંદરી વગાડતા સાંભળ્યો છે સરસ વગાડે છે મારા નામથી પૂછો, વગાડશે?" રાણી જેવી એક નાયિકા ધનવાન અને અભિમાની સ્ત્રી પોતાની સાથે વાત કરે એ તો મોટું માન મળ્યું કહેવાય પેલો એકદમ દોડીને રસ્તા પર આવતા લાડૂ પાસે પહોંચ્યો.

"સુંદરી બજાવશો? રાણી ખુશ થશે તો ન્યાલ થઈ જઈશ"

લાડૂએ માથું ધુણાવ્યું

"મૂરખ છે!" કહીને પેલો ચાલ્યો ગયો

શેવતૂએ જવાબ સાંભળીને નિસાસો મૂક્યો એના મનમાં બેચેનીનું તુમુલ જાગ્યું 'મેં એનું કેવું અપમાન કરી નાખ્યું જૂના દિવસોનું સ્મરણ આવી ઊભું અને આજની કીર્તિ, આજનું સુખ, માન, બધું ફિક્કું લાગવા માંડ્યું એ વિચાર કરતી ઊભી હતી ત્યાં ગુલાબાઈ આવી. 'અરે છોકરી, તું તો હજી આમ ઊભી છે, બીજા નાચ માટે તૈયાર પણ થતી નથી? બહાર બધા રાહ જુએ છે જલદી કર. હું જાઉં છું અજમનખાં અને મકબુલ સાથે ઉસ્તાદ શંભુપ્રસાદજી છે, તને તો એમની જોડે ફાવે છે"

ગુલાબાઈ ચાલી ગઈ આજે શંભુપ્રસાદજીની કલાપની કસોટીમાં ઊતરવાનું છે એ ધ્યાન આવતાં

શેવતૂ એકદમ હોંશમાં આવી ગઈ, એ હળવેથી બહાર નીકળે છે

શંભુપ્રસાદજી મૃદંગનો સુર ઠીક કરતા હતા. એમણે ઊંચુ જોયું, "હાં, કાલે તો જરા વાર લાગી હતી, હવે આજે સંભાળજે. પાચ જ મિનિટમાં થાપ આપી દઉં. જરા હોશિયારીથી કામ લેજે" હસતાં હસતાં એ બોલ્યા. શેવતૂ પણ હસી.

"તૈયાર રાની?" શંભુપ્રસાદ પૂછે છે

"જી" શેવંતૂ જવાબ આપતાં પગથી ઠેકો લે છે. ગુરુશિષ્યા વચ્ચે તાલયુદ્ધ શરૂ થઈ જાય છે. શરૂ કરતા પહેલાં શંભુપ્રસાદજી મોટા ઘડિયાળમા જોઈ સમય નોંધી લે છે.

ઝમ—ઝમ—ઝમક—ઝમ પગનાં ઝંઝરનો સૂર ઘૂંટાય છે ને મૃદંગના તાલ સામે એ ટક્કર લે છે. મૃદંગની કોઈ મૂઝવનારી લયણને પણ શેવતૂ પગના નૂપુરમા અટવાવી દે છે, વચ્ચે વચ્ચે 'વાહ-!' કહેતા શંભુપ્રસાદજી એને બિરદાવી દે છે અને શ્રોતાગણ 'કમાલ, કમાલ' બોલી ઊઠે છે. શંભુ પ્રસાદના હાથની ગતિ વધે છે શેવતૂ પગના પડકારને એની અજબ ચપળતાથી મિલાવ્યે જાય છે છુમ-છમક.. છા...

"ઓહો! પણ હવે ખબરદાર રાની!" કહેતો શંભુપ્રસાદ શૂર પર ચડે છે. અને શેવતૂના અંગમાંથી હારવાની આગાહીની એક આછી ભીતિ ચમકી જાય છે. મૃદંગ પર થાપી પડે છે, પણ ભીતિમાં શેવંતૂના પગમાં ચેતન થનગની ઊઠે છે એ મૃદંગના સૂરનો છેડો ઝાલી પગના થડકારને એના દોરે દોરે નચવા છોડી મૂકે છે

'મારો લાડૂ નહોતો આવવાનો, પણ એને ખબર પડી ગઈ કે આજ એની શેવંતૂની લાજ રાખવાનો દિવસ છે શેવંતૂ બેઈમાન બને, ગ્રાડ કદી નહિ થવા દે લડૂ, આજે તો ઉસ્તાદજી પણ ભલે કાંડાં કાપી નાખે' મનમાં, શેવતૂ હર્ષથી બોલી ઊઠની હતી શંભુપ્રસાદ ફરી બોલે છે. "જરા હોશિયારી સે, રાની!"

"હાં, હાં, આપ ક્યોં ઘબરા રહે હો?" શેવતૂ હસીને કહે છે.

ઉસ્તાદજીને આ શબ્દોથી ચાટી ગઈ. 'ત્યારે તો હવે, રાની—"

"હાં જી, આપ ખબરદારીથી તાલ આપે જાઓ." શેવંતૂ બોલે છે.

કાતિલ યુદ્ધ જામ્યુ સુંદરીના સ્વર સપકારોને પોતાની મદદમા ઊભેલા જોઈ શેવતૂ હિંમતમાં રહી આક્રમણ કરતી હોય તેમ ઉસ્તાદજીના મૃદંગની કરામતોને પકડી પકડીને પગ નીચે ચગદવા માંડી. ઉસ્તાદજી પણ ઊભા થઈ જવા લાગ્યા પણ પેલો સુંદરીવાળો એને જબરદસ્તીથી પોતાની સાથે જ રાખતો હતો અને સુંદરીના સૂરમાં શેવતૂ બરાબર સાથે રાખતી હતી

"લાડૂ!" શેવંતૂએ એક મૃદુ ઉચ્ચાર કર્યો. લાડૂએ એ બરાબર સાંભળ્યો, એણે સહેજ સામું જોયુ અને પછી અચાનક સુંદરી ઝબકી, અને મૃદંગ બજાવતા ઉસ્તાદજીને હજી કઈ ભાન આવે તે પહેલા તો સુંદરી પર નાચતી શેવતૂ એકદમ વિજયાસને બેસી ગઈ

"હા, ક્યા હુઆ? ઉસ્તાદજી તાલ ચૂક્યા!" લોકો હજી તો પ્રશ્ન કરે છે, ત્યા તો 'આવુ છું,' કહેતી શેવતૂ લડૂનો હાથ પકડી બહાર દોડી ગઈ.

બહાર એક ટેક્સી ઊભી હતી જ્યાંતો ચમાઓ 'શેવંતૂએ હુકમ કર્યો, ટેક્સી ઊપડી ઊપડીને તે સાથે જ ગતિમાં આવી લાડૂ મૂગો મૂગો આશ્ચર્યથી શેવતૂ સામુ જોઈ રહ્યો.

"મારી પાસે ઘરેણાં ઘણાં છે, આપણે ભૂખે નહિ મરીએ. ગામડામાં જઈએ. હું પાદરમાં બેસી રહીશ તું મારે માટે ગામડાનાં કપડાં લાવજે આપણે સાથે જ રહેશું.' શેવતૂ લડૂના કાન પાસે હોઠ લાવીને બોલી.

લાડૂ આંખો પટપટાવતો એની સામે જોઈ રહ્યો. એને સમજાયું નહિ પણ એને લાગ્યું કે આજે એનું હૃદય પ્રેમથી ઉભરાઈ ઊઠ્યું છે.

